# ગુજરાતનો ઇતિહાસ.

( સાદી રમુજી વાર્તાઓ. )

ગુજરાતના નકશા તથા થોડાં ચિત્રો સહિત.

રચીને પ્રસિદ્ધ કરનાર.

બારોટ અને શાહ.

રાજકોટ.

અમદાવાદ

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યો.



ઈ. સ. ૧૯૦૩ જુન.     સંવત ૧૯૫૯.

કિંમત ૦—૨—૦


[illegible]ધાપ્રતાપી નામદાર શહેનશાહ એડ્વર્ડ ૭ મા.
હિંદના મહારાજાધિરાજ.

# પ્રસ્તાવના.

૧ ગુજરાતી નવા ચોથા ધોરણમાં ગુજરાતનો ઇતિહાસ સાદી રમુજી વાર્તાઓથી શિખવવાનું ઠરાવ્યું છે, એ ઠીક થયું છે. તેથી વિદ્યાર્થીઓને કેટલીક નકામી હકીકત યાદ રાખવાનો બોજો ઓછો થશે, રમુજી સાદી વાર્તા દ્વારા સ્વદેશના ઇતિહાસનું ખપ જોગું જ્ઞાન મળશે, અને રસિક વાર્તાથી બાળકો ઇતિહાસ શીખવાને વધારે ઉત્કંઠિત બનશે.

૨ ગુજરાતના ઇતિહાસની નાની નાની આવી રમુજી વાર્તાઓ આજના સમય સુધીની આ નાનકડા પુસ્તકમાં લખવામાં આવી છે. ઇંગ્લાંડમાં પ્રસિદ્ધ થયેલી ઐતિહાસિક વાંચનમાળાઓની પદ્ધતિ ઉપર નજર રાખીને તથા નીતિની છાપ બાળકોના મગજ ઉપર સચોટ પડે એવી રીતે વાર્તાઓ લખવામાં પૂરતી કાળજી રાખીછે. વહેમી હકીકતોથી વહેમને ઉત્તેજન મળે, તેટલા માટે કોઈ કોઈ રમુજી પણ વહેમી વાતો છોડી દેવી પડી છે. એકાદ બે જગાએ પૌરાણિક વાતો (કે જેવી બીજા દેશના ઇતિહાસોમાં પણ લખાયેલી જણાયછે) સંબંધી સહેજ સાજ ઇસારો કરેલ છે, પણ તેથી વહેમને ઉત્તેજન ન મળે એવી કાળજી રાખીછે.

૩ વાર્તામાં વગર જરૂરનું લંબાણ ન થઈ જાય, બાળકને કંટાળો ન આવે, અને ઉપયોગી રમુજી હકીકત રહી ન જાય, એવી સંભાળ રાખી વાર્તા લખીછે. રાસમાળા વગેરે ઐતિહાસિક પુસ્તકોમાંથી શિક્ષકોને વિશેષ હકીકત કહેવાની મરજી હશે, તો આ માર્ગદર્શક વાર્તાની પદ્ધતિ ગ્રહણ કરતાં તેમને વધારે સરળતા થશે.

૪ સાદી, સળંગ, ને રમુજી વાર્તામાં સાલો વધારે આપવાથી બાળક તથા શિક્ષકનું મન તે તરફ ખેંચાયછે ને રસભંગ થાય

છે, માટે આ ચોપડીમાં માત્ર કોઈ કોઈ અપ ભોગી સાખી આ-
પીને બીજી રીતે વાર્તાઓનો સંબંધ જોડવાનો યત્ન કર્યો છે.

૫ આપણા દેશમાં ચિત્રો તથા નકશાનાં સાધનો મેળવવાને વિલાયત જેવી સરળતા નથી, અને આશ્રય વગર ઘણું ખરચ કરવું પરવડતું નથી, તેથી અમે સમુદ્ર બિંદુવત્ યત્કિંચિત પ્રયાસ કરી આ નાનકડા પુસ્તકમાં ગુજરાતનો નકશો તથા થોડાંક નમુના ૨૫ ચિત્રો મૂક્યાં છે. જો કેળવણીના હિત ચિંતકો તરફથી ઉત્તે-જન મળશે, તો હવે પછીની આવૃત્તિમાં વિશેષ ઉમેરો કરી ઉ-પયોગીપણામાં વૃદ્ધિ કરવા ધાર્યું છે.

૬ ખરી કેળવણીની વૃદ્ધિ થવા માટે અતિ શ્રમ લેનાર ગુ-જરાત શાળાપત્રના સ્વર્ગસ્થ વિદ્વાન તંત્રી રા. સા. માધવલાલભા-ઈએ ગુજરાત શાળાપત્રમાં, વખતો વખત ઇતિહાસ શિખવવા સંબંધી આપેલી સૂચનાઓનું મનન કરવા અમારા ભાઇબંધ શિ-ક્ષકોને વિનંતિ કરીએ છીએ.

૭ કેળવણી ખાતાના જે હિત ચિંતકોએ પોતાનો અમૂલ્ય વખત રોકી, મૂળ પ્રત વાંચી સુધારો સુચવી ઉત્તમ અભિપ્રાય આપી આ ચોપડી પ્રસિદ્ધ કરવાની સલાહ આપવા મેહેરબાની કરી છે. તેમનો; ગુજરાતના ઐતિહાસિક ગ્રંથો લખનારાઓ જેમના ગ્રંથ-માંથી કેટલીક મદદ મળીછે તેઓનો; તથા જે અધિકારી સાહેબોએ આ ઇતિહાસ પસંદ કરી ઉત્તેજન આપ્યું છે, તેમનો ઘણો આભાર માનીએ છીએ.

રાજકોટ તા. ૯ ઑગસ્ટ ૧૯૦૨ }
રાજ્યાભિષેકનો માંગલિક દિવસ. }

લિ. કર્તા.
ભારોટ અને શાહ.

# ગુજરાતનો ઇતિહાસ.

## (૧) જાદવોનો નાશ.

૧. તમે કદી ગુજરાતમાં મુસાફરી કરી છે ? તેનાં મોટાં મોટાં શહેરનાં નામ જાણોછો ? ગુજરાતની હાલની હદ તથા બીજી કેટલીક હકીકત તમે ચોથી ચોપડીમાં શીખી ગયાછો. ગુજરાત દેશ, આગળ પણ આજના જેવો હતો, એમ તમે માનશો માં. તેની હદમાં તથા ઉદ્યોગ, રીતભાત, અને રાજાઓમાં ફેરફાર થતો રહ્યો છે. હાલ આપણા ઉપર જે અંગ્રેજ સરકાર રાજ કરે છે, તેમનું રાજ્ય ગુજરાતમાં સ્થાપન થયાને ફક્ત ૮૫ વરસ થયાં છે. તેમાં પણ ઇંગ્લાંડના રાજાએ તો હમણાં ચાળીશેક વરસથી જ એ રાજ્ય હાથમાં લીધું છે. કેમકે ત્યાર પહેલાં ઇંગ્લાંડથી આવેલી વેપારી લોકોની મંડળી (કંપની બહાદુર) રાજ ચલાવતી હતી ×

"શુભે સંવતે ઓગણી પંદરામાં,
વળી બેસતે વર્ષ સારા સમામાં;
જહાં ગુર્જરી રાજધાની બિરાજે,
ફર્યું રાણીજીનું થયું રાજ આજે."

૨. અંગ્રેજોની પહેલાં દક્ષિણના મરેઠા લોકો, તે પહેલાં મુ-

× "અમદાવાદ નામે એક શહેર છે સારૂંરે
હતું કંપની કેરૂં રાજ્ય પ્રજાને પ્યારૂંરે."

સલમાન અને તેમની પહેલાં રજપૂત રાજાઓ આપણા દેશમાં રાજ્ય કરતા હતા. તમને એ બધાની રમુજી વાતો થોડે થોડે જણાવ-વામાં આવશે,

૩ તમારામાંના કોઈ કાઠિયાવાડ વિષે હકીકત જાણોછો? ન જાણતા હોત, તો જુઓ આ ગુજરાજનો નકશો. જૂના વખતમાં તેને સૌરાષ્ટ્ર કહેતા હતા. અંગ્રેજી રાજના આશરા નીચે આવવા-થી તથા રેલવે વગેરે થવાથી હમણાં એ ભાગમાં મુસાફરી કરવાનું સહેલું થયુંછે; નહિતો અગાઉના વારામાં એનો અંદરનો ભાગ ઝાડીથી તથા ઇશાન તરફનો ભાગ દરિયાથી ઢંકાયલો હતો અને માત્ર કાંઠે કાંઠે શહેરો વસ્યાં હતાં.

૪ વાયવ્ય ખુણાપર દરિયા કાંઠે આવેલું દ્વારકા જુઓ. એ હાલ વહોદરાના ગાયકવાડ સરકારને તાબે છે; પણ આશરે ચાર હજાર વરસ ઉપર ત્યાં શ્રીકૃષ્ણ રાજ્ય કરતા હતા. જેમને હિંદુઓ પરમેશ્વર તરીકે માને છે. ત્યાંથી કાંઠે કાંઠે નીચે ઉતરતાં પોરબં-દર આવે છે. એમાં શ્રીકૃષ્ણનો મોટો ભક્ત **સુદામો** નામે બ્રાહ્મણ રહેતો હતો, તે પરથી એને સુદામાપુરી પણ કહેછે. ત્યાંથી આગળ ચાલી સોમનાથ પાટણ જુઓ. એને પ્રભાસપાટણ પણ કહેછે. એમાં સોમનાથ મહાદેવનું પ્રખ્યાત ધામ છે. શ્રીકૃષ્ણ અને તેમના સગા બીજા **જાદવો** ત્યાં ઘણીવાર જાત્રાએ જતા.

૫ આ બધા દરિયાકાંઠાના ભાગમાં તમે ઉનાળાની ઋતુમાં ગયા હો, તો ગરમી ઘણી ઓછી લાગે, ને દરિયાના ઠંડા પવનની લહેરોથી આનંદ આવે.

શ્રીકૃષ્ણના કુટુંબીઓ ચંદ્રવંશી યદુ રાજાના વંશના હોવાથી તેઓ યાદવ કે **જાદવ** કહેવાયછે. તેમની સંખ્યા ઘણી વધી પડ-

વાથી તથા તેમને દારૂનું ભૂરું વ્યસન લાગવાથી તેઓ બહુ તોફાની બની ગયા હતા. દ્વારકા નજીક ઘણા ઋષિઓના આશ્રમ હતા. એક વાર કેટલાક તોફાની જાદવોએ એક જાદવ કુમારને સ્ત્રીના જેવાં લૂગડાં પહેરાવી તેને પેટે ગોળ વાસણ બાંધી પેલા ઋષિઓ પાસે જઈ પૂછ્યું કે મહારાજ ! આ બાઈને દીકરો અવતરશે કે દીકરી ? મોટા તપસ્વી ઋષિઓને આ મશ્કરીથી ઘણું માઠું લાગ્યું, ને તેમણે શાપ દીધો. કે "એ બાઈ એક લોઢાનું મુશળ (સાંબેલું) જણશે, અને તે વડે તમારો બધાનો નાશ થશે."[1]

૬. એથી બધા જાદવો ગભરાયા, અને શાપ મટાડવા પ્રભાસપાટણની યાત્રાએ ગયા. પણ ત્યાં દારૂ પીને તોફાન કરવા લાગ્યા. અને ભાન ભૂલી માંહોમાંહે લડી કપાઈ મુઆ. એ જગ્યાને **જાદવાસ્થળી** કહે છે. પછી શ્રીકૃષ્ણ ભગવાને પણ પોતાના સગાં વહાલાંના શોકથી વેરાવળ અને પાટણની વચ્ચે દેહ છોડ્યો. એ જગાને **દેહોત્સર્ગ** કહે છે.

જાદવાસ્થળીમાંથી બચેલા જાદવો, એ પછી ઉત્તર હિંદુસ્તાનમાં જતા રહ્યા, ને કેટલીક મુદતે તેમણે એ ભાગમાં જેસલમેર વગેરે નાનાં રાજ્ય સ્થાપ્યાં.

૭. કચ્છ તથા કાઠિયાવાડના જાડેજા રજપૂતો પોતાને શ્રીકૃષ્ણના જાદવ વંશમાંથી ઉત્પન્ન થયેલા માને છે.

૧ શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૧

# [૨] જૂના વખતમાં ગુજરાત.

૧—જાદવ પછી આ દેશમાં જુદા જુદા વંશના રાજાઓએ રાજ કર્યું. ત્યાર પછી અઢી હજાર વરસ સુધી ગુજરાતમાં કોઈ સ્વદેશી રાજા થયો હોય, એવું જાણવામાં આવ્યું નથી.

૨. આપણે આજથી દોઢ હજાર વરસ પહેલાં જન્મ્યા હોત, તો આજ જે જોવામાં આવે છે, તેનાથી જુદુંજ જોવામાં આવ્યું હોત.

૩. હાલ આપણે શહેરમાં રહેતા હોઇએ, તો ઇંટો કે પત્થરથી બાંધેલાં શોભાયમાન મકાનો અને તરેહવાર જાતની સુંદર ચીજોથી ભરેલી દુકાનો જોઇશું. જવા આવવાના સુંદર તથા કઠણ રસ્તા બાંધેલા જોઇશું, ને થોડા કલાકમાં સેંકડો ગાઉ મુસાફરી કરનારી આગગાડીઓ પણ જોઇશું. વળી તાર, ટપાલ, દવાખાનાં, નિશાળો વગેરે પણ જોઇશું.

૪. પણ જો આપણે હજાર વરસ પહેલાં જન્મ્યા હોત, તો એમાંની એકે ચીજ જોઈ શકત નહિ તે વખતે નિશાળો ન હોવાથી આપણને આજના જેવો ભણવાનો લાભ મળત નહિ. રમતિયાળ છોકરો તો કદાચ હમણા બોલી ઉઠશે, કે તે વખતે હું જન્મ્યો હોત, તો નિશાળો ન હોવાથી મને આખો દહાડો રમવાનું મળત!

જૂના વખતમાં ટપાલ ઑફિસ ન હોવાથી કાગળો મોકલવાની ઘણી હરકત પડતી. મફત દવાખાનાનું સુખ ઓછું હતું, પણ લોકો સાદા તથા ઉદ્યોગી હોવાથી આજના જેવા ઘણા રોગ થતા નહિ.

૫. તે વખતે આપણાં ઘર નીચાં ને ગારાથી ચણેલાં હતાં. તેને મેડી કે માળ કંઈ નહોતું. રાજાઓના મહેલ તથા દેવળો આપણાં ઘરથી કંઇક સારાં હતાં. ઘણાંખરાં ઘરમાં જાળિયાં કે ધૂમાડિયાં નહોતાં, તેથી રસોઈ વખતે ઘર પોતેજ ધુમાડીઉં બની જતું. શેરીઓ વાંકી ચુંકી અને રસ્તા પણ સાંકડા તથા ધૂળથી ભરેલા હતા. ઠામ ઠામ ઉકરડા નજરે પડતા, અને બીજો કોઈ જાતનો સુધારો નહોતો. હજી પણ ગામડામાં તેવુંજ છે. મીણબત્તી કે કેરોસીન તેલ (ગ્યાસલેટ) નું નામે નહોતું. પહેરવાને જાડાં લૂગડાં અને સંચાનું નામ નહોતું.

૬. ત્યારે શું, તે વખતે આપણા બાપદાદા ગરીબ હતા? ના થોડા શાહુકાર સિવાય બીજો ભાગ ગરીબ હતો, પણ તે વેળા અનાજ પાણી સસ્તાં હોવાથી અને તેઓ સાદી રીતભાતવાળા સંતોષી હોવાથી થોડી કમાણી છતાં સુખી રહેતા. હાલ આપણામાંના કેટલાકને સારા પગાર મળે છે, કે સારી પેદાશ છે, તોપણ ખાવા પીવા તથા પહેરવા ઓઢવાના મોજ શોખમાં, મોહ પમાડનારી વિલાયતી ચીજોમાં અને ખોટી મોટાઇના નાતવરામાં દેખાદેખી ઘણું ખરચ કરવાથી આપણે ચિંતામાં પડી રોગી બની બરાબર સુખ ભોગવી શકતા નથી.

૭. એ વખતે ઘરમાં આજની પેઠે ભભકાદાર કોચ, કબાટ જેવા સામાન કે છબીઓ ગોઠવવામાં આવતી નહિ; પણ તેને બદલે ઘણા લોકો પોતાના રક્ષણ માટે તરવાર, ઢાલ, ફરશી, ભાલા, તીર વગેરે ચીજો તથા ખપ જોગો સાદો મજબૂત સામાન રાખતા.

૮. એ વખતે સવારના પહોરમાં ચ્હા કે ખૂન દાણાના કાવા પીવામાં આવતા નહિ. કેમકે તે ચીજો જાણવામાં આવી નહોતી.

પણ તેને બદલે સવારના પહોરમાં રોટલા સાથે દહીં કે દૂધની શીરામણી (નાસ્તો) થતી, દૂધ, દહીં, છાશ, ઘી, વગેરે પદાર્થ ખૂબ ખવાતા, કેમકે ઢોરની છત ઘણી હતી. રેલવે ન હોવાથી દેશનો પાક દેશમાંજ રહેતો, ને તેથી અનાજ સસ્તું મળતું.

૯. આજની પેઠે વાર્તા કે ચિત્રની ચોપડીઓ તથા છાપખાનાં નહોતાં. ગામમાં માત્ર બે ચાર બ્રાહ્મણ કે ધર્મગુરૂઓ ભણેલા હતા, અને તેમની પાસે તાડપત્ર કે જાડા કાગળપર લખેલાં થોડાં પુસ્તક હતાં. એ પુસ્તકોની કિંમત પણ ભારે પડતી.

૧૦. જૂના શહેરમાં તે વખતે ભરૂચ, ધોળકા ( વૈરાટ નગરી ) પોરબંદર, દ્વારકા, વલ્લભીપુર, વડનગર વગેરે હતાં, અને તેમાં જુદા જુદા રાજા રાજ કરતા હતા. રાજાઓમાં કુસંપ હોવાથી લડાઈ દંટાનું જોર વધારે હતું, અને ભીલ તથા પરદેશી લોકોના હુમલાની બીક પણ ઘણી હતી, તેથી લોકોમાં હાલના જેવી સલાહ શાન્તિ નહોતી, તથા હાલની પેઠે સેંકડો ગાઉ સોનું ઉછાળતા વગર હરકતે જઈ શકાતું નહિ. ઘણા પૈસા હોય, તો પણ રાજા કરતાં કોઈ વાતે આગળ વધાતું નહિ. છત્રી ઓઢીને ફરાતું નહિ.

૧૧. રસ્તા બાંધેલા ન હોવાથી ( સડકો વગર ) નદી નાળાં ઉતરવાને હોડીઓથી કેટલીક મુશ્કેલી વેઠવી પડતી. દેશનો ઘણો ભાગ ઝાડ પાનથી ભરેલો હતો, ને તેમાં વાઘ, સિંહ વગેરે જંગલી પ્રાણી વસતાં હતાં. ઢોર ચરવાની જમીન ( ગૌચર ) વધારે હતી. ગામ થોડાં અને વસ્તી પણ થોડી હતી.

---

# (૩) સોનાની કાંસકી ને શિલાદિત્ય રાજા.



૧. જૂના વખતમાં કાઠિયાવાડના એક શહેરમાં કાકુ નામે પૈસાદાર વાણીઓ રહેતો હતો. તે અસલ મારવાડનો રહેવાસી ને બહુ લોભી હતો. તેને એક વહાલી દીકરી હતી, તેની પાસે હીરા માણેકથી જડેલી સોનાની એક કાંસકી હતી.

૨. એક વેળા એ કાંસકી શહેરના રાજાની કુંવરીએ દીઠી, ત્યારે તેને એમ લાગ્યું, કે આવી સુંદર કાંસકી મારી પાસે હોય, તો કેવું સારૂં! પછી તેણે હઠ લઈ એ કાંસકી પોતાની પાસે રાખવા પોતાના બાપને કહ્યું. રાજાએ એ કાંસકી માગી, પણ લોભી કાકુએ તે આપવા ચોખ્ખી ના પાડી. રાજાની આ માગણી ઇન્સાફથી ઉલટી હતી.

૩. રાજા શિલાદિત્યે કાકુને સમજાવ્યો, પણ તેણે માન્યું નહિ, તેથી તેણે પેલી સુંદર કાંસકી બળાત્કારે પડાવી લઈ પોતાની કુંવરીને આપી. આથી કંજુસ કાકુ બહુ રીસે ભરાયો. તે મારવાડમાંથી આવ્યો, ત્યારે ઘણો ગરીબ હતો, તેથી તેને રંકને નામે બધા ઓળખતા; પણ પાછળથી વેપારમાં ઘણા પૈસા કમાવાથી તે કરોડપતિ થયો હતો.

૪. પોતાની પાસે ઘણા પૈસા હતા, તે કોઈ મોટા રાજાને આપી પોતાને થયેલા અપમાનનું વેર વાળવાનો તેણે વિચાર કર્યો. પછી તે સિંધ દેશમાં ગયો અને ત્યાંના આરબ પાદશાહને એક કરોડ સોના મહોર આપવાનું ઠરાવી શિલાદિત્યના રાજનો નાશ કરવા તેડી લાવ્યો.

૫. શિલાદિત્ય એ વલ્લભીપુરનો રાજા હતો. ગુજરાતમાં એ રાજ્ય પૈસે ટકે આબાદ અને મોટું હતું. એ રાજ્યનો સ્થાપનાર ભટ્ટાર્ક. નામે ગુર્જર જાતનો સરદાર હતો એની ગાદીએ ઇ. સ. ૫૦૯ થી ૭૬૬ સુધી વીસ રાજા થયા હતા, તેમાં છેલ્લો રાજા આ ૭ મો શિલાદિત્ય હતો. ગુર્જર લોકો ઉપરથી ગુજરાત નામ પડેલુંછે.

૬. સિંધના આરબ પાદશાહે શિલાદિત્યને લડાઇમાં હરાવી મારી નાંખ્યો, એ આબાદ શહેરનાં ઘરબાર લૂંટી લીધાં, પોતાને દેશ ન લઈ જવાય તેવી ચીજોને સળગાવી દીધી અને એ પ્રમાણે આખા વલ્લભીપુરનો રંક કાકુએ નાશ કરાવ્યો.

૭. ચોમાસાના વખતમાં આપણે એ શહેરનાં ખંડેર જોવા જઇએ, તો તે વધારે ખુલ્લાં જોઈ શકીએ. રેલવેમાં બેસીને વઢવાણથી ભાવનગર જતાં ધોળા સ્ટેશને ઉતરીએ, અને ત્યાંથી પૂર્વમાં ૫–૬ ગાઉ આવેલા વળા કસ્બામાં જઇએ, તો તેની આસપાસ ચોમાસામાં ઘેલો નદી જ્યારે પૂરથી છલકાઈ જાય છે, ત્યારે તેના પાણીથી ધોવાઇને વલ્લભી નગરનાં ખંડેર ખુલ્લાં જણાય છે. પાણીની છોળોથી ખોદાઇ ખોદાઇને કોઈ વાર ત્યાંથી શિવલિંગ જૂના સિક્કા, વાસણો, જબરી ઇંટો અને બીજી ચીજો નીકળે છે.

૮. આ વલ્લભી નગર ઘેરાવામાં પાંચ મૈલ કરતાં વધારે હતું. શહેરમાં ઘણા ધનવાન માણસ વસતા હતા. રાજાઓ વિદ્વાનો આશરો આપતા અને ગરીબોને ઘણું દાન દેતા. શહેરમાં બૌદ્ધમતના સોથી વધારે મઠ હતા ને તેમાં હજારો સાધુઓ રહેતા હતા. એ સિવાય બીજાં ઘણાં દેવાલય હતાં. રાજાઓ પોતે શૈવ મતના હતા, છતાં બીજા ધર્મને હરકત ન કરતાં માન આપતા.

૯. એ રાજ્યમાં ભટ્ટી નામે એક કવિ થઈ ગયોછે, તેણે

સંસ્કૃતમાં **ભટ્ટી કાવ્ય** નામે એવું પ્રખ્યાત કાવ્ય બનાવ્યું છે, કે જેના ચરણમાંથી શ્રી રામચંદ્રજીનું વર્ણન અને તે સાથે વ્યાકરણના જુદા જુદા નિયમ, એમ બે અર્થ મળી આવે છે. રૈયતનું રક્ષણ કરવાને બદલે રાજાએ જોર જુલમથી સોનાની કાંસકી પડાવી લેવાથી, અને "પેટનો બળ્યો ગામ બાળે" તેવું રંક કાકુએ કરવાથી આવું પ્રખ્યાત નગર દુનિયા ઉપરથી ભૂંસાઈ ગયું ! આ બનાવ આશરે સાડીબારસેં વરસ ઉપર બન્યો.

---

## [૪] ગઢ કે કિલ્લો.

૧. પરદેશી રાજાઓથી તથા દેશના ભીલ વગેરે તોફાની લોકોથી પોતાનું તથા પ્રજાનું રક્ષણ કરવાને અગાઉના રાજાઓ પોતાથી બની શકે તેવા ઉપાય લેતા. રક્ષણનાં એવાં કેટલાંએક બાંધકામ હજી કેટલેક ઠેકાણે ઉભાં છે. ચાલો, આપણે એવી એક જગા જોવા જઇએ.

૨. જુઓ, એ જગા ડુંગર ઉપર આવેલીછે. એની આસપાસ પત્થરની મજબૂત જાડી ભીંત ચણી લીધેલી દેખાય છે. તેના ઉપર ચડતા પહેલાં માર્ગમાં આ એક ખાઈ આવી. હાલ તમને એ ખાઇનો ખરેખરો વિચાર નહિ આવે. કારણ કે હાલના શાંતિના વખતમાં એવી ડુંગર ઉપરની મજબૂત જગાની કે ખાઇની જરૂર રહી નથી, પણ હું તમને એ વિષે સઘળી હકીકત જણાવીશ.

૩. એ સઘળી હકીકત સમજવા માટે ધારો, કે આપણે હજાર દોઢ હજાર વરસ પહેલાં જન્મ્યા છિયે, અને તે વખતે આ જગા જેવી હાલતમાં હતી, તેવી હાલતમાં આપણે તેને જોઇએ છિયે.

૪. આ, પાણીની ખાઈ છે. તે પહોળી ને ઉંડી છે. તેમાં પેલી તરફથી નદીનું પાણી આવેછે. આ ખાઈ ઉપર એક લાકડાનો પૂલ મૂકેલો છે, તે ઉપર થઈ આપણે આગળ ચાલીએ.

૫ જો કોઈ શત્રુ ચડી આવનો હોય, તો આ લાકડાનો પૂલ ઉપાડી લેવામાં આવે છે, એટલે તેને અહિં અટકીને ઉભું રહેવું પડેછે. જો દુશ્મનો લાકડાનો પૂલ બનાવી ઉતરવાની મહેનત કરેછે, તો આ ઉંચી દેખાતી મજબૂત જગા ઉપરથી તેમના પર તીરનો અને ગોળીનો વરસાદ વરસેછે.

૬ આપણે આ મજબૂત જગાના દરવાજા પાસે આવી પહોંચ્યા છિયે. ચાલો દરવાનની રજા લઇ અંદર જઇએ. પણ તે પહેલાં દરવાજાનાં આ મજબૂત કમાડ જુઓ. તેમાં નાંખેલા ભાલા જેવા લોઢાના ખીલા તપાસો. કદાચ ખાઈ ઓળંગી શત્રુ અહિં સુધી લશ્કર લઇ આવી પહોંચે, અને આ બંધ દરવાજા તોડવાની હાથી અને ઉંટની મદદથી તજવીજ કરે, તો તે પ્રાણીઓ આ અણીદાર ખીલાથી વીંધાઈ જાય ને લાગ ફાવે નહિ.

૭ દરવાજા પાસે જુઓ, આ એક ઉંચો ને મજબૂત કોઠો છે, અને એવા બીજા કોઠા પણ જુદી જુદી જગાએ ઉભા કરવામાં આવ્યાછે. એ કોઠા ઉપર ચડીને જોતાં દૂરનો ઘણો ભાગ દેખાયછે, તેથી શત્રુનું લશ્કર આવતું હોય, તો તુરત ખબર પડે. જુઓ આ કોઠામાં તીર, ભાલાં, બંદૂક વગેરે કેટલાં બધાં હથિયાર ભરેલાં છે? શત્રુની ફોજ ઉપર અહિંથી તથા આ દીવાલથી મથોડા જેટલી નીચી આ બીજી રાંગ બાંધેલી છે, તે ઉપર ઉભા રહી દીવાલના બાકામાંથી ગોળી અને તીર વગેરે મારવામાં આવેછે.

૮ ચાલો રાંગ ઉપર થઇ બીજો કોઠો જોવા જઇએ. માર્ગ

માં આ સિપાઇઓને રહેવાનાં ઘર આવ્યાં. તેમાં લડવૈયા રહેછે ને સરદારના હુકમ પ્રમાણે આ મજબૂત કિલ્લાની ચોકી કરેછે.

૯ જુઓ, આ પાણીનું મોટું ટાંકું છે. કિલ્લામાં રહેનારાને પાણીની ખોટ ન પડે, માટે કેટલાક ઉંડા કૂવા પણ ગાળવામાં આવ્યાછે. પેલી તરફ જુઓ, એ અનાજનો કોઠાર છે. તેમાં ઘણું અનાજ ભર્યુંછે. કોઇ શત્રુ કિલ્લો ઘેરીને પડયો હોય, તો બહારથી અનાજ કે પાણી લાવી શકાય નહિ, એવે વખતે આ કોઠાર બહુ કામ લાગેછે. જુઓ વળી આ મજબૂત મકાનમાં પાછું ચારે તરફથી દીવાલવાળું નાનું મકાન આવ્યું. તેમાં કિલ્લાનો મુખ્ય સરદાર રહેછે. તે રાજાના હુકમ પ્રમાણે આસપાસના મુલકનું રક્ષણ કરેછે. વળી આ બીજો કોઠો આવ્યો. તે પેલાના જેવોજછે. જુદી જુદી દિશાએ આવા કોઠા શા માટે ઉભા કરવામાં આવ્યા હશે, તે તમારાથી સમજાયું? બધી બાજુએથી નીચેના ભાગ ઉપર નજર કરી શકાય ને બચાવ થાય, તેટલા માટે તે કરેલુંછે. પેલી તરફ અંધારી કોટડી છે, તેમાં રાજ્યના ગુન્હેગારોને પૂરવામાં આવેછે. બહુ તોફાની હોય, તો આ કિલ્લા ઉપરથી પછાડીને મારી નાંખવામાં આવેછે.

૧૦ દેશી રાજનાં કેટલાંક ગામડાંમાં આવી નાની ગઢી અને કોઠા ઉભા કરવામાં આવેછે, તેમાં બીકની વખતે ગામ લોકો પોતાની મિલ્કત ભરી દેછે. આવા કિલ્લા જીતવાનું કામ કેટલું કઠણ છે, તે તમારા સમજ્યામાં હવે આવ્યું હશે. જ્યારે દુશ્મનો લાંબા વખત સુધી કિલ્લાની આસપાસ પડયા રહી હુમલા કરેછે, અને હથોડા તથા કુહાડાથી દરવાજા તોડેછે, પછી દીવાલમાં બાકાં પાડેછે અથવા નિસરણી મૂકી રાતે ચડી જાયછે, ત્યારે કિલ્લો જીતી શકાયછે. અગર જ્યારે લાંબી મુદતના ઘેરાથી અંદર ખોરાક પાણી ખૂટી પડેછે, ને યોદ્ધા કંટાળી જાયછે, ત્યારે કિલ્લા વાળા શરણે આવેછે, ને દુશ્મનો ફતેહ મેળવેછે.

# [૫] પંચાસરનો ઘેરો.

૧ જો તમે કાઠીઆવાડની ઇશાને કચ્છના રણને પૂર્વકાંઠે ઝીંઝુવાડા ગામમાં જાઓ, અને તેની પાસે એક શહેરનાં જૂનાં ખંડેર જુઓ, તો તમને તરત પૂછવાનું મન થશે, કે આ કયા શહેરનાં ખંડેર છે, ને તેની આવી દશા શી રીતે થઈ?

૨ એ શેહેરને **પંચાસર** કહેવામાં આવતું હતું. હાલ તેની નજીક રાધનપુર તાબાનું પંચાસર નામે એક નાનું ગામ છે, પણ તે અસલનું પંચાસર નથી. એ શહેરમાં આશરે તેરસેં વરસ પહેલાં **જયશિખર** નામે રાજા રાજ કરતો હતો. એ રજપૂતોની ચાવડા શાખાનો હતો.

૩ ગુજરાતનો એક બારોટ કવિ ઉત્તરમાં કનોજ શહેરની પાસે આવેલા કલ્યાણીના રાજા ભૂવડના દરબારમાં ગયો, અને ત્યાં જયશિખરનાં તથા તેના તાબાના ગુજરાત દેશનાં વખાણ કરવાથી તે રાજા ગુજરાત જીતવાને લલચાયો. પહેલી વાર તો તેનો મીર નામે પ્રખ્યાત સેનાપતિ માર ખાઇને પાછો ગયો; પણ પછી ભૂવડે નિરાશ ન થતાં પડે ચડવાની તૈયારી કરી.

૪ એ ભૂવડ રાજા પાસે ઘણું લશ્કર હતું, અને તેણે ઘણા દેશ તાબે કર્યા હતા. તેના લશ્કરમાં મોટા મોટા સોળ તો સરદાર હતા. તેણે એકદમ ધસારો કરી જયશિખરના સૈન્યને હઠાવ્યું. ભૂવડની સાથે મેદાનમાં નહિ લડી શકાય તેમ લાગવાથી, જયશિખરનું લશ્કર પંચાસરના કિલ્લામાં ભરાઇ ગયું, તેથી ભૂવડે પંચાસરને ઘેરો ઘાલ્યો. પંચાસરની ચારે તરફ ભૂવડે પોતાનું લશ્કર ગોઠવી દીધું અને કિલ્લો તોડવાની તૈયારી કરી. પંચાસર ડુંગરા ઉપર ન-

હોતું, પણ તેનો કિલ્લો મજબૂત હતો, અને અંદર બહાદુર લડવૈયા હોવાથી એકદમ એ કિલ્લો ભૂવડના હાથમાં આવ્યો નહિ એ કિલ્લામાં અનાજ પાણીનો પૂરતો જથો હોવાથી જયશિખર રાજા ભૂવડના હલ્લા સામે ઘણા દહાડા ટકી રહે એમ હતું.

૫ ભૂવડે કિલ્લાની આસપાસ પોતાની લશ્કરી છાવણી જમાવી દીધી, લડવૈયાને રહેવા માટે નાનાં ઝુંપડાં ઉભાં કર્યાં અને પંચાસરની અંદર કાંઈ પણ ખોરાક કે પાણી બહારથી ન જઇ શકે, એવો પાકો બંદોબસ્ત કર્યો. પછી તે, કિલ્લાપર વારંવાર હુમલા કરવા મંડ્યો.

૬ ભૂવડના બહાદુર લડવૈયા કિલ્લાની દીવાલ તથા દરવાજો તોડવાની ઘણી મહેનત કરવા લાગ્યા, પણ કિલ્લામાંના બહાદુર લશ્કરે તીર વગેરેનો સખત મારો ચલાવી વારંવાર તેમને હાંકી કાઢ્યા.

૭. લાંબી મુદ્દતના ઘેરાથી કિલ્લાની અંદરનો ખોરાક ખૂટી જવા આવ્યો, ભૂવડના વારંવારના હુમલાથી જયશિખરના ઘણા યોદ્ધાઓ માર્યા ગયા, અને ભૂવડના સખત જાપતાને લીધે બીજું નવું લશ્કર કે ખોરાકી બહારથી મળી શકે તેવું રહ્યું નહિ. લોકો પણ પોતાનાં મા બાપ, ભાઈ, ભાંડુ અને છોકરાઓના માર્યા જવાથી શોકમાં ડૂબી ગયા હતા. આવી હાલત થયા છતાં જયશિખરે જરા પણ હિંમત છોડી નહિ.

૮ આ વખતે ભૂવડે, જયશિખરનો શૂરવીર સાળો સૂરપાળ જે પંચાસરના લશ્કરનો મુખ્ય સેનાપતિ હતો, તેને લાલચો આપી ફોડવાની તજવીજ ચલાવી, પણ તે ખરો દેશભક્ત રજપૂત વીર જરા પણ ડગ્યો નહિં અને પોતાનું પરાક્રમ બતાવવા લાગ્યો.

૯ જો દરવાજો ઉઘાડી કિલ્લો સોંપી દઈ ભૂવડને શરણે જ-વામાં આવે, તો બાકીના માણસો જીવતા રહે અને ઓછી ખરાબી થાય તેમ હતું, પણ જયશિખરે તેમ કર્યું નહિ. કારણ કે તે વખતના રજપૂતો આબરૂ ખોઈ શરણે જવા કરતાં લડાઈમાં મરવાનું વધારે પસંદ કરતા હતા.

૧૦ અંતે બાવનમે દિવસે પંચાસરના કિલ્લામાં મોટું ગા-બડું પડી ભૂવડનું લશ્કર અંદર દખલ થયું. જયશિખર અને તે-નું બાકીનું લશ્કર ઘણી બહાદુરીથી લડયું, પણ ભૂવડના લશ્કરની સંખ્યા મોટી હોવાથી એ બધું સૈન્ય કપાઈ ગયું, જયશિખર માર્યો ગયો, અને પંચાસર નગર ભૂવડના હાથમાં આવ્યું. આ ધમાધમીમાં, જયશિખરની ગર્ભવંતી રાણી પોતાના ભાઈ સૂરપાળ સાથે કિલ્લામાંની પાછલી છૂપી બારીએથી જંગલમાં નાશી જવાને શક્તિવાન થઈ. પછી ભૂવડે શૂરવીર રાજા જયશિખરને માનપાન સાથે પોતાના હાથે અગ્નિ સંસ્કાર આપી, તે ઠેકાણે એક દેવળ ચણાવી આપ્યું.

---

## (૬) રાજાની રાણી અને ભીલની ઝુંપડી.

૧ આપણે શહેરમાં વસીએ છીએ. શહેર બહાર જઇએ, તો ખેતરો તથા ઢોરને ચરવાની જમીન આપણા જોવામાં આવેછે. આગળ ચાલીએ અને કોઈ ડુંગરાની નજીક જઇએ તો ખુલ્લા ખેતરને બદલે ત્યાં ઝાડનાં ઝુંડ જોવામાં આવેછે, તથા નાના વાંકાંચુંકાં નાળાં અને ઉંચી નીચી જમીન પણ નજરે પડેછે. તમે કોઈ દહાડો

આવી ડુંગરાની હારોમાં કે તળેટીપર આવેલી આવી ઝાડીમાં ગયાછો? શહેરમાં કોઇ બાગ બગીચા જોયા છે? બાગ બગીચામાં સપાટ તથા ખેડેલી જમીનપર માણસોએ ઉછેરેલાં નાનાં નાનાં ઝાડ ઉગેલાં હોયછે. પણ ડુંગરામાં તો પોતાની મેળે, આગલે વરસે ખરી પડેલાં પુષ્કળ બીજને લીધે ઝાડનાં ઝુંડ ઉગી નીકળેછે. અને તેમાં પશુ પંખી વિસામો ખાય છે.

૨ ઉનાળામાં સખત ગરમીના દિવસોમાં એવાં જંગલમાં જતાં ઠંડક લાગેછે, અને ઝાડ, ઘાસ, ફુલ, પક્ષી વગેરેનો સુંદર દેખાવ આનંદ પમાડે છે. ઉદાસી માણસ પણ ત્યાં આનંદી બને છે. એવા જંગલમાં એક બીજાથી છેટે છેટે ઝુંપડાં બાંધી ભીલ વગેરે જંગલી લોકો બારેમાસ રહેછે. ઘણા મોટા જંગલને રાન કે વન કહેછે, ને તેમાં વાઘ સિંહ દીપડા વગેરે જંગલી જનાવર પણ વસે છે. ઘાડા જંગલનો દેખાવ બિહામણો લાગે છે. ગુજરાતમાં આવાં જંગલ હાલ થોડાં છે.

૩ પંચાસર નગરથી કેટલેક દૂર આવા એક નાના જંગલમાં એક રાજાની રાણી દુઃખની મારી આવીને રહેલી હતી. વખતને બદલાતાં વાર લાગતી નથી. જે રાણીએ કદી મહેલની બહાર પગ દીધો નહોતો, તે આજ ટાઢ, તડકો વેઠીને ચાકર નોકર વગર ગરીબડી બનીને એક ભીલના ઝુંપડામાં આવી રહેલી છે! ભીલ અને ભીલડીઓને તમે જોયેલાં હશે. જે પોતાના ચાકર થવાને પણ લાયક નથી તેવાને ત્યાં વખત વિચારીને આ રાણી રહેલી છે. વખત, તડકા છાયાની પેઠે બદલાયા કરેછે, માટે માણસોએ ચડતીમાં ફુલાઇ જવું નહિ, અને પડતીમાં ગભરાઇ જવું નહિ. ભીલ લોકો બહુ માયાળુ હોયછે, અને પોતાનાં રાજા રાણીને બહુ ચાહેછે, તથા

તેમની ચાકરી ઘણી હોંશથી કરેછે. એ, આપણા રાજા જયશિખરની રાણી રૂપસુંદરી છે, એવી ખબર ભીલ લોકોને ઘણી મોડી પડી હતી. તેમણે પ્રથમ તો આ કોઇ મોટા માણસની સ્ત્રી છે, એમ ધાર્યું હતું. પણ પાછળથી તે પોતાના રાજાની રાણીછે, એમ જાણતાં તેમણે રૂપસુંદરીની ઘણી ચાકરી કરી હતી. સૂરપાળ તેને આ જંગલમાં મૂકી ભૂવડના માણસને હેરાન કરવા એક નાની ટોળી ઉભી કરી સોરઠના ડુંગરોમાં જઇ રહ્યો હતો. આ ભીલની ઝુંપડીમાં વૈશાખી પુનમે રાણી રૂપસુંદરીએ એક કુંવરને જન્મ આપ્યો. કુંવર અવતરવાથી રાણી કેવી રાજી થઇ હશે અને શાશા વિચાર બાંધતી હશે, તે તમે જાણી શકશો.

૪ એક વખતે એ જંગલમાં ફરતા ફરતા જૈન ધર્મના શીલગુણસૂરી નામે સાધુ આવી ચડ્યા. "પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય." તેમ એક વર્ષના સુંદર રાજ કુમારને જોઇ તેમને લાગ્યું, કે આ મોટો થશે, ત્યારે જરૂર નામ કાઢશે. પછી તે સાધુ આવા માણસ વગડામાં રહેવાને લાયક નથી, એમ જાણી ભીલોને સમજાવી તેમને પોતાને અપાશરે તેડી ગયા. ભલી ભીલડીઓથી જુદા પડતાં રાણીને દિલગીરી થઇ.

૫ શીલગુણસૂરીએ આ કુંવરનું નામ, તે વનમાં જન્મેલો હોવાથી વનરાજ એટલે જંગલનો રાજા (સિંહ) પાડ્યું. એ કુંવરે આગળ જતાં એ નામ ખરૂં કરી દેખાડ્યું.

૬ ભૂવડે પોતાના સરદારોને હુકમ આપ્યો હતો, કે રાણી રૂપસુંદરી, તેનો ભાઇ સુરપાળ, કે રાણીને કાંઇ બાળક અવતર્યું હોય, તો તે સઘળાને જેમ બને તેમ વેળાસર પકડી લેજો. આથી

એ બધાને જંગલમાં છાનું રહેવું પડતું. અપાશરામાં પણ તેમણે બીજાં નામ ઠામ ધારણ કરેલાં હોવાથી તેમને કોઇ કુંવર કે રાણી તરીકે ઓળખતું નહોતું. પોતાના રાજાને રાજ્ય પાછું મળે, તો ઘણું સારૂં, એવી રૂડી ઇચ્છાથી ભીલ કે સાધુ વગેરે બીજા જાણીતા માણસો એ વિષે બીજે કયાંઇ પણ વાત કરતા નહોતા. પોતાની બહેન રૂપસુંદરીને કુંવર અવતર્યો છે; તથા તે અપાશરામાં સુખી છે, એવી ખબર સૂરપાળને મળી હતી. પછી કુંવર મોટો થતાં તે નાનપણથી જંગલમાં દુઃખ વેઠતાં શીખી હોશીઆર થાય અને હથીઆર વાપરતાં પણ શીખે, એમ ધારીને સૂરપાળ, શીલગુણસુરી પાસે આવ્યો, ને તેમને સમજાવી વનરાજને પોતાની સાથે સોરઠના મોટા જંગલમાં તેડી ગયો.

૮ વનુભા (વનરાજ) શીલગુણસુરીના અપાશરામાં રહેતો હતો, ત્યારે છોકરાઓની સાથે ભારે ગમત કરતો. ગામનાં છોકરાંને ભેગાં કરી પોતે બધાનો રાજા થતો, એકાદ છોકરાને સેનાપતિ બનાવતો, એકાદને પ્રધાન બનાવતો, થોડાક છોકરાની એક લશ્કરી ટુકડી ઉભી કરતો, અને કોઇને હરાવતો. એમ નાનપણથી તેનામાં રાજવંશી ગુણ પ્રકાશતા હતા. વનરાજ જે ગામમાં મોટો થયો હતો, તે ઝાલાવાડ પ્રાંતની ઇશાને ઝીંઝુવાડા નજીક આવેલું હાલનું વણોદ (વનોદ) છે, એમ કેટલાકનું કહેવું છે. ત્યાં વનાવ માતાનું દહેરૂં પણ છે.

---

# (૭) બહારવટીઓ વનરાજ.



૧ રાજાઓ તરફથી જ્યારે કોઇ ભાયાત, ગરાશીયા કે બીજા કોઇ જાગીરદારનો ગરાસ કે કાંઈ હક્ક લઇ લેવામાં આવે છે, ત્યારે તે ગુસ્સે થઇ પોતાની ટોળી સાથે જંગલ કે ડુંગરામાં જતા રહેછે. પછી બીજા લૂંટારાઓને પોતાની સાથે મેળવી લઇને તેઓ પોતાનું જોર વધારે છે, અને ત્યાંથી વારે ઘડીએ નીકળી આવી રૈયતને લૂટેછે, કોઇને પકડી જાયછે, ગામ બાળેછે, કે લૂટી લેછે, અને પાછા જંગલમાં ભરાઇ જાયછે. આવા લોકોને **બહારવટીઆ** કહેછે. તેઓ રાજ્યની બહાર જંગલ કે ડુંગરામાં અજાણી જગાએ રહી ઉપર કહેવા પ્રમાણે રાજા રૈયતને હેરાન કરે છે. અને વારે ઘડીએ મુકામ બદલ્યા કરેછે, તેથી રાજાના માણસો તેમને પકડી શકતા નથી. વળી તેઓ ઘેરથી મરણીઆ થઇનેજ બહાર નીકળેલા હોયછે, એટલે તેમને મરવાની બીક થોડી રહેછે; અને રાજાના માણસો મરવાથી ડરેછે, તેથી તેઓ એકદમ બહારવટીઆ ઉપર ધસતા નથી.

૨ ઘણા દાખલામાં એવું જોવામાં આવેછે, કે છેવટ બહારવટીઆનો નાશ થાયછે. પણ આપણે જે બહારવટીઆની વાત કરીએ છીએ તે જુદી જાતનો છે ને અંતે તે જીત્યો છે.

૩ કાઠિયાવાડના જે ભાગને હાલ સોરઠ કહેવામાં આવેછે, તેમાં ગીરનું મોટું જંગલછે. હાલ તેનો ઘણો ભાગ જુનાગઢને તાબેછે. ને થોડો ભાગ ગાયકવાડ સરકારને તાબેછે. પણ આપણે જે વખતની વાત કરીએ છીએ, તે વખતે એનો બધો ભાગ જુનાગઢને તાબે હતો. એ જંગલ હાલ ૩૦ ગાઉ લાંબું અને ૧૦ ગાઉ પહોળું

છે, પણ આગલા વખતમાં તે ઘણું મોટું હતું. આ મોટા જંગલમાં સુરપાળ રહેતો હતો અને ભુવડના રાજ સામે બહારવટું કરતો હતો. વનરાજને આ જંગલમાં સુરપાળ તેડી લાવ્યો, અને તેને લડાઇની વિદ્યા શિખવી હોશિયાર બનાવ્યો.

૪ મોટી મોટી લટ કરવાથી તે ભુવડના અધિકારીઓને જલદી જાણીતો થયો, તેથી તેનો નાશ કરવા માટે તેમણે પાકો બંદોબરત કર્યો. જો વનરાજ પકડાય તો તેનું શું થાય, તે તમે તરત કહી શકશો કે તેને મારી નાંખવામાં આવે. આથી તમે સમજી શકશો, કે બહારવટું કરવામાં જીવનું જોખમ છે. હમેશાં પકડાઇ જવાની બીકને લીધે જંગલમાં રહેવું પડે છે, તેમાં પણ કોઇ જાણે નહિ, માટે વારંવાર પોતાનું રહેઠાણ બદલવું પડેછે.

૫ આવા જીવસટ્ટાના વખતમાં **અણહીલ** નામે ભરવાડે જંગલમાં સંતાઇ રહેવાના આડા અવળા રરતા બતાવ્યા હતા, તે, તથા **ચાંપો** નામે વાણીઓ, તેના મુખ્ય મદદગાર હતા. એકવાર **સુરપાળ**નો ઘોડો પૂર જોસમાં દોડયો આવતો હતો. તે વેળા ઝાડની ડાળી માથામાં વાગવાથી તેનું મોત થયું. આથી વનરાજ બહુજ દિલગીર થયો, પણ તેના સોબતીઓનું મંડળ વધવાથી ને તે મોટી ઉમ્મરનો થવાથી ન ગભરાતાં હિંમત રાખી પોતાનું કામ આગળ ચલાવવા લાગ્યો.

૬ ભુવડની પછી ગાદીએ બેસનારા રાજાની નબળાઇને લીધે ગુજરાતનો બંદોબરત મોળો પડયો. આ વેળા ગુજરાતની ઉપજ ભુવડની કુંવરી મીનળદેવીને સોંપવામાં આવી હતી. તેના અમલદારો રૂપીઆ, ઘોડા, બીજાં ઢોર વગેરે ઘણો માલ લઇને પોતાના

દેશમાં જતા હતા, એ વાતની વનરાજને ખબર મળી; તેથી તેણે આસપાસના ઘણા લડવૈયા એકઠા કરી એકદમ મીનળદેવીના માણસો ઉપર હલ્લો કર્યો. નાની સરખી લડાઇ થઇ તેમાં બંને તરફનાં કેટલાંક માણસ મરાયા પછી વનરાજની જીત થઇ. તેણે બધો માલ પડાવી લઇ, મીનળદેવીનાં માણસોને ગુજરાતમાંથી નસાડી મૂકયાં, ને એ પૈસા વડે ફોજમાં વધારો કરી પોતાનો મૂલક પાછો મેળવ્યો.

૭ પોતાના બાપનું રાજ્ય પાછું મેળવવાથી વનરાજ કેટલો બધો રાજી થયો હશે ? પોતાનો જૂનો દેશી રાજા મળવાથી લોકો પણ કેટલા બધા રાજી થયા હશે? પચાસ વરસની ઉમ્મર સુધી બહારવટાનું દુઃખ વેઠી અંતે હિંમત અને ધીરજ વડે વનરાજે પોતાના બાપનું રાજ પાછું મેળવ્યું.

૮ આ વેળા પંચાસર ઉજાડ થઇ ગયું હતુ, તેથી તેણે સરસ્વતી નદીને કાંઠે એક નવું શહેર વસાવ્યું, ને તેમાં જુદી જુદી જાતનાં ઘણાં માણસ આવીને રહ્યાં. એ શહેરનું નામ પોતાના સોબતી અણહીલ ભરવાડના નામ ઉપરથી તેણે **અણહીલપુર પાટણ** પાડયું. સને ૭૪૬. ત્યારપછી આશરે સાડીછસેં વરસ સુધી એ શહેરમાં ગુજરાતની રાજગાદી રહી. એ શહેર હાલમાં વડોદરાના ગાયકવાડ સરકારને તાબે છે, પણ તે રાજધાનીનું શહેર નહિ હોવાથી આગળના જેવું આબાદ નથી.

૯ પોતાનાં ઘરડાં માતુશ્રી રૂપસુંદરી તથા શીલગુણસુરીને વનરાજ આ શહેરમાં ઘણા માનથી તેડી લાવ્યો, ને ત્યાં રીત પ્રમાણે ગાદીએ બેસવાની ક્રિયા કરી પોતે ગાદીએ બેઠો, તેણે

ચાંપાને પોતાનો કારભારી ઠરાવ્યો. એ ચાંપાએ **ચાંપાનેર** નામે પ્રખ્યાત શહેર વસાવ્યું હતું, હાલમાં એ શહેરનાં ખંડેર પાવાગઢના ડુંગર પાસે છે. એ ડુંગર પર કાળકા માતાનું દહેરૂં છે.

૧૦ આ બળવાન રાજાએ પોતાના રાજનું સારી રીતે રક્ષણ કર્યું, ને પ્રજાને ઘણું સુખ આપ્યું. એ ૬૦ વરસ રાજ્ય કરી ૧૧૦ વરસની ઘણી લાંબી ઉમ્મરે પોતાની પાછળ મોટું રાજ મૂકી મરણ પામ્યો.

૧૧ વનરાજે પાટણમાં પંચાસરા પારસનાથનું દેવળ બંધાવ્યુંછે, તેમાં પારસનાથની મૂર્ત્તિ સાથે વનરાજે પોતાની મૂર્ત્તિ મૂકાવેલીછે, તે હજી સુધી પાટણમાંછે. એ મૂર્ત્તિનું ચિત્ર રાસમાળામાં આપેલુંછે. તેમાં રાજાએ દાઢી રાખીછે, કાનમાં કુંડળ, હાથે કડાં, પગે તોડા અને કોટમાં કંઠો પહેરેલોછે; ટૂકું ધોતીઉં પહેરી કેડે કમરબંધ બાંધ્યોછે અને ખભે ઉપરણો નાંખ્યોછે. રાજાની પાસે એક જણ છત્ર ધરીને ઉભોછે, અને બીજા પાંચ હજુરીઆ ઉભા રહેલાછે.

---

## (૮) મામાને મારી રાજ્ય લેનાર મૂળરાજ.

૧ પાટણની ગાદીએ બસેં વરસમાં વનરાજ સુદ્ધાં ચાવડા વંશના સાત રાજા થયા. છેલ્લો રાજા સામતસિંહ દારૂડીઓ હતો. દારૂની ખરાબ ટેવમાં દ્વારકાંના જાદવ કુળનો નાશ થઈ ગયાનું આપણે પહેલી વાર્તામાં કહી ગયા છીએ. દારૂ પીને છાકટો થયેલો કોઈ માણસ તમે જોયો છે ? એ લથડિયાં ખાતો આમતેમ પડેછે, તેને બોલવા ચાલવાનું ભાન હોતું નથી, અને પોતે **શું** કરે છે, તે જાણતો નથી.

૨ માત્ર એક દહાડો વધારે દારૂ પીવાથી માણસની એવી ખરાબ હાલત થાયછે, તો પછી જે હમેશાં હદ ઉપરાંત દારૂ પીતો હોય તેના શા હાલ થાય ? તેનું શરીર તદન નબળું પડી જાય છે, તેને બરાબર ભૂખ લાગતી નથી, તે ઘડીમાં કાંઈ અને ઘડીમાં કાંઈ બોલે છે, તેથી તેના બોલવાપર કોઈ ભરોસો રાખતું નથી. રાજા દારૂના નીશામાં હોય, ત્યારે રાજમાં શું થાયછે, તે કાંઇ જાણી શકે નહિ, તેથી અમલદારો પોતાની મરજી પ્રમાણે વરતે, રાજમાં અંધેર વધી જાય. તોફાની તથા ખટપટીઆ લોકો ફાવી જાય ને તેથી પ્રજા દુઃખી થાય.

૩ દારૂના નીશામાં **સામતસિંહે**, પોતાને પુત્ર નહિ હોવાથી પોતાના ભાણેજને પાટણની ગાદીએ બેસાડયો. તેના જન્મ વખતે તેની મા **લીલાદેવી** મરણ પામવાથી, તેને પેટ ચીરીને કાઢવામાં આવ્યો હતો. તે મૂળ નક્ષત્રમાં અવતરવાથી તેનું નામ **મૂળરાજ** પાડવામાં આવ્યું હતું. એ જન્મ્યો ત્યારથીજ પાટણમાં રહેતો હતો અને મામાના દરબારમાં ઉછરી મોટો થયો હતો જેની મા મરી ગઈ હોય એવા, અથવા રીસાઇને જતા રહેલા ભાણેજો, આજ પણ પોતાના મામાના દરબારમાં રહે છે

૪ જયશિખરને મારનાર ભૂવડ વિષે તમે કેટલીક હકીકત જાણી છે. એ ભૂવડની પાંચમી પેઢીએ થયેલો રાજ નામનો કુંવર પોતાનો દેશ છોડી નોકરી શોધવા તથા જાત્રા કરવા આ દેશમાં આવ્યો હતો. તેની હોશિયારી જોઈ સામતસિંહે પોતાની બેન લીલાદેવીને તેની સાથે પરણાવી હતી. એ રાજનો પુત્ર આ મૂળરાજ. જયશિખર, ચાવડા વંશનો અને ભૂવડ સોલંકી વંશનો હતો, તે તો તમારા જાણવામાં છે.

૫ આવા સામતસિંહ જેવા દારૂડીઆ રાજાના વખતમાં મૂળરાજ જેવા હોશિયાર કુંવરનું કેટલું બધું જોર વધી જાય, તે તમે સહેલાઇથી જાણી શકશો.

૬ સામંતસિંહને કેફ ઉતરી ગયા પછી ભાન આવતાં તેણે મૂળરાજને ગાદી આપવાની ના પાડી, પણ રાજમાં મૂળરાજનો લાગ વગ ઘણો હતો, તેથી તેણે લશ્કર એકઠું કરી સામતસિંહ ઉપર હુમલો કર્યો, ને તેને મારી નાંખ્યો. ચાવડા વંશનો કોઇ માણસ પાછળથી પોતાને હેરાન ન કરે, માટે તેણે મામાના બધા-કુટુંબનો નાશ કર્યો, ને પોતે અણહીલપુરની ગાદીએ બેઠો.

૭ વનરાજના દીકરા યોગરાજે સારી રીતે રાજ ચલાવ્યું હતું. એક વખત યોગરાજના પાટવી કુંમાર ક્ષેમરાજે સોમનાથ પાટણ પાસે કોઇ વેપારીનાં વહાણ લૂટયાં, આથી યોગરાજ ઘણો દિલગીર થયો અને ઠપકો આપ્યો કે આપણા વડવાના એવા કામથી લોકો આપણને ચોર ( ચૌરા ઉપરથી ચાવડા નામ પ-ડ્યાનું કેટલાક કહેછે. ) કહીને ધિક્કારેછે; તે ચોરની છાપ ભૂસી નાંખવાની મેં કરેલી મહેનત તમે શા માટે ધુળ મેળવોછો ?

૮ સોલંકી વંશનો મૂળરાજ, હક્ક વગર ગુજરાતનો રાજા થઇ પડ્યાનું જાણી ઉત્તરમાંથી અજમેર અને દક્ષિણમાંથી તૈલંગ-ણના રાજાએ ગુજરાત ઉપર ચડાઇ કરી. બંનેની સાથે લડી શકાય તેમ નહિ હોવાથી અજમેરના રાજાને ઘણું ધન આપી મૂળરાજે પાછો કાઢયો, ને પછી તૈલંગણના લશ્કર સાથે લડાઇ કરી તેના સેનાપતિ બાર્પને હરાવી મારી નાંખ્યો.

# (૯) લૂટારો રાજા.

૧ હાલના કાઠિયાવાડને અસલ સોરઠ કહેતા. તમે કોઇએ સોરઠમાં આવેલો ગિરનારનો ડુંગર જોયો છે ? ઉનાળામાં એ ડુંગર ઉપર થોડા દિવસ રહી આવીએ, તો બહુ મજા પડે છે. એ ડુંગરની ઉંચાઇ સાધારણ માણસની ઉંચાઇ કરતાં સાતસેં ગણી છે. એ ડુંગર જુનાગઢની થડમાંજ છે. વનરાજ, આ ગિરનારના અને તેની પાસે આવેલા ગિરના ડુંગરમાં રહી બ્હારવટું કરતો હતો.

૨ ગિરનાર ઉપર ચડી તમે સવારમાં ચારે તરફ નજર કરો, તો તમને આખો ડુંગર તેના ઉંડા રસ્તા સહિત ઝાડોથી ભરપૂર લાગશે, જમીનથી જેમ જેમ ઉંચા ચડીએ તેમ તેમ ઠંડો પવન આવે છે, તેથી એ ડુંગર ઉપર મજાનો ઠંડો પવન તમારા શરીરને લાગશે. ફુલ તથા પડોપાંદડી વગેરેની ખુશ કરે એવી સારી વાસ આવશે, સુંદર પક્ષીના જુદા જુદા રાગ સંભળાશે, ને તમારૂં મગજ આનંદથી શીતળ થઇ જશે.

૩ આ ડુંગરમાં પડી ભાગેલો એક કિલ્લો છે. એ જૂના વખતમાં જુનાગઢના રાજાને લૂટનો માલ તથા લડાઇનો સામાન ભરી રાખવાને માટે બહુ કામ લાગતો.

૪ સોમનાથ પાટણ વિષે આગળ તમને કહેવામાં આવ્યું છે. હાલમાં રેલ્વેના સાધનવડે ત્યાં જવું બહુ સહેલું થયું છે, પણ અગાઉ તેવાં સાધન નહોતાં. તેથી મોટાં મોટાં જંગલમાં થઇને જવું પડતું, અને એકાદ બે નહિ, પણ ઝાઝાં માણસ એકઠાં થઇને સોમનાથ મહાદેવની જાત્રા કરવા જતાં. સોરઠનો એ-

ટલે ગિરનારનો રાજા આવા જાત્રાળુઓને ઘણીવાર લૂટી દુ:ખ દેતો. આવું લૂટફાટનું કામ કરનાર રાજા નહિ પણ લૂટારો કહેવાય.

૫ રાજાનું મુખ્ય કામ એ છે કે, રૈયતનું રક્ષણ કરવું. આથી શૂરવીર મૂળરાજે તેનું જોર તોડવા માટે સોરઠ ઉપર ચડાઈ કરી સોરઠનો રાજા પોતાની ફોજ સાથે લડવા તૈયાર થયો . એનું નામ ગ્રહરિપુ હતું.

૬ આ વખતે કચ્છમાં લાખો નામે રાજા રાજ કરતો હતો, તેને અને આ ગ્રહરિપુને ઘણી દોસ્તી હતી. એ લાખાએ કાઠી-આવાડમાં પ્રથમ બાજરીનું વાવેતર ( સિંધમાંથી બી લાવીને ) કરાવ્યું હતું, એમ કહેવાય છે.§

૭ ભાઇબંધને મદદ કરવા એકદમ લાખો સોરઠમાં આવ્યો. પછી કાઠિયાવાડના મધ્ય ભાગે આવેલા **આટકોટ** ગામ પાસે ભાદર નદીના કાંઠાપર બંને ભાઇબંધો મૂળરાજની સામા થયા, પણ તેમાં તેઓ મરાયા,* ને મૂળરાજ આજુબાજુનો મુલક તાબે કરી જાત્રાળુઓનું દુ:ખ મટાડી પાછો પાટણ ગયો.

૮ મામાને ત્યાં ઉછરી મોટો થયો હતો, એ ગુણ મનમાં ન લેતાં મૂળરાજે મામાના આખા કુટુંબનો નાશ કર્યો, એથી ઘડપણમાં એને ઘણો પસ્તાવો થયો. અને એ મોટા પાપથી હું

---

§ કાઠીઆવાડમાં દુહો બોલાય છે કે—

" બલિહારી તુજ બાજરી, જેનાં લાંબાં પાન;
ઘોડે પાંખો આવિયું, બુઢ્ઢા થયા જુવાન, "

*એ લાખાનો પત્થરનો પાળિયો હજી આટકોટ ની (નવાનગર તાબાનું) હદમાં પૂજાય છે.

શી રીતે છૂટીશ, એવા વિચાર તેને વારંવાર આવવા લાગ્યા તેથી જાત્રા કરવી, દેહરાં બંધાવવાં, ધર્મની કથાઓ સાંભળવી, દાન કરવું, વગેરે પુણ્યનાં કામ તે કરવા લાગ્યો. તેણે ઉત્તર હિંદમાંથી ઘણા બ્રાહ્મણને તેડાવીને પોતાના દેશમાં વસાવ્યા, અને તેમને સીહોર, ખંભાત વગેરે ઘણાં ગામ દાનમાં આપ્યાં. એ ગામો મળવાથી હાલ ઝાલાવાડ તથા ગોહિલવાડના ઔદિચ્ય બ્રાહ્મણો મોટા જમીનદાર છે. વળી તેણે શ્રીસ્થળ (સુંદર ઠેકાણું. સિદ્ધપુર.) માં **રૂદ્રમાળ** નામે શંકરનું એક મોટું દેવળ ચણાવવામાંડ્યું, પણ તે તેના વખતમાં પૂરૂં થયું નહિ.

૯ માણસોને જેમ જેમ મોત નજીક આવતું જાય છે; તેમ તેમ પોતાનાં પાપ યાદ આવે છે, ભારે પરતાવો થાય છે, ને પરમેશ્વરની ભક્તિ કરવાનુ સૂઝે છે; માટે માણસોએ નાનપણથીજ પાપથી (ભૂડાં કામથી) બ્હીતાં રહેવું, અને બની શકે તેટલાં સારાં કામ (સત્ય દયા, ભક્તિ વગેરે) કરવાં.

૧૦ મૂળરાજ ગુજરી ગયા પછી, ચામુંડ, વલ્લભસેન અને દુર્લભસેન નામે રાજા થયા, તેમના વખતમાં કાંઈ જાણુવા જોગ બનાવ બન્યો નથી. ચામુંડ, પોતાના પિતા મૂળરાજના વખતમાં ચંચળ અને બળવાન હતો, પણ પાછળથી આળસ તથા મોજશોખમાં પડી જવાથી તે સારો રાજા કહેવાયો નહિ. તેણે મૂળરાજ જીવતાં નર્મદા અને મહી નદીની વચ્ચે આવેલો **લાટ** દેશ જીતી લીધો હતો.

---

# (૧૦) સોમનાથનું ખેદાન મેદાન.

૧ આ વખતે હિંદુસ્તાનની બ્હારના દેશોમાં એક નવી પ્રજા જોરમાં આવી હતી. એ પ્રજા મુસલમાન ધર્મ પાળનારી હતી. આપણો દેશ મૂર્તિને પૂજનારો છે, અને મુસલમાનો મૂર્તિને માનતા નથી, તેથી એ પ્રજાને આપણી સાથે ધર્મનું વેર ઉત્પન્ન ન થયું હતું.

૨ ધર્મનું અભિમાન જુદાજ પ્રકારનું છે. ધર્મ સાચવવા માટે માણસો મરણીઆ થાય છે. મુસલમાની ધર્મ સ્થાપનાર મહમદ પેગમ્બરનો જન્મ અરબસ્તાનના મક્કા શહેરમાં આજથી આશરે ચાૈદસેં વરસ ઉપર થયો હતો. તેના બોધથી ત્યાંના લોકો પોતાના ધર્મને એટલા બધા ચહાતા હતા, કે તેમણે તરવારના જોરથી ઘણા ભાગમાં એ ધર્મ ફેલાવ્યો.

૩ હિંદુસ્તાનની વાયવ્ય કોણમાં આવેલા ગીજની શહેરમાં **મહમુદ ગજનવી** નામે જબરો બાદશાહ રાજ્ય કરતો હતો. તેણે પૈસાના લોભથી હિંદુસ્તાન ઉપર ઘણી સ્વારીઓ કરી મોટાં મોટાં દેવળ તોડી પાડી મૂર્ત્તિઓ ભાગી નાંખી હતી.

૪ આ વખતે સોરઠમાં આવેલું સોમનાથ મહાદેવનું દેવળ ઘણું વખાણાતું હતું. તેમાં ઘણી દોલત એકઠી કરવામાં આવી હતી. એ દેવળના ખરચ માટે આસપાસના રાજાઓએ ઘણાં ગામ બક્ષિસ આપ્યાં હતાં. બેહજાર બ્રાહ્મણ દરરોજ ત્યાં પૂજા કરતા. ૩૦૦ ગવૈયા, અને જાત્રાળુની હજામત કરવા ૩૦૦ હજામ ત્યાં રહેતા ! મહાદેવને નવરાવવા માટે ઠેક ગંગા નદીથી કાવડીઆ રા-

ઓને ગંગાજળ મંગાવવાની ગોઠવણ કરી હતી. એ પ્રમાણે એક મોટા રાજ્યના જેવો સોમનાથ મહાદેવનો ઠાઠ હતો.

૫ આ દેવળની દોલત તથા તેનાં વખાણ સાંભળીને મહમૂદે તે લૂંટવાનો વિચાર કર્યો. ૨૦ હજાર ઉંટપર લડાઇનો સામાન ભરીને મોટા લશ્કર સાથે તે મુલતાન થઇ રણ ઉતરી ગુજરાતમાં આવી પહોંચ્યો, અને કોઇ સામું ન થતાં તે વગર હરકતે સોમનાથ પાટણ આવ્યો ઇ. સ. ૧૦૨૪.

૬ પાટણનો (ગુજરાતનો) રાજા આ વખતે હિંદુસ્તાનમાં જબરો ગણાતો હતો, પણ મહમૂદ ઓચિંતો આવી પહોંચવાથી તે સામો થઇ શક્યો નહિ, અને પાછળથી લશ્કર એકઠું કરી તે મહમૂદની પાછળ ગયો. આ રાજાનું નામ **ભીમદેવ** હતું. ને તે દુર્લભસેનનો ભત્રિજો થતો હતો. એ લડવામાં બહાદુર હતો.

૭ દેવળનું રક્ષણ કરવાને બીજા કેટલાક નાના રાજાઓ પણ પ્રભાસપાટણના કોટની અંદર એકઠા થઇ ગયા હતા એ બધાએ બે દિવસ સુધી મહમૂદને ફાવવા દીધો નહિ, અને ત્રીજે દીવસે તો ભીમદેવ પોતાના લશ્કર સાથે તેમને આવી મળ્યો. તેણે ભારે લડાઈ મચાવી. હર હર મહાદેવ કરતું તેનું લશ્કર મુસલમાનોં ઉપર તૂટી પડ્યું, અને મુસલમાનો પણ "યા અલ્લાહ" ના પોકાર કરતા સામા થયા એ લડાઇમાં ભીમદેવે ઘણા મુસલમાનોનો ઘાણ કાઢી નાંખ્યો, પણ અંતે મરણીઆ થયેલા મુસલમાનોએ જીત મેળવી, અને ભીમ નાસી ગયો. પછી મહમૂદ કોટ ઉપર ચડી શહેરમાં પેઠો, અને પૂજારીઓએ ઘણા કાલાવાલા કર્યા છતાં, અને ઘણું ધન આપવાનું કહ્યા છતાં તેણે સોમનાથ મહાદેવનું લિંગ (મૂર્ત્તિ) તોડી પાડી તેના ત્રણ કકડા કર્યા, અને

તે મક્કા, મદીના તથા ગીજનીમાં મોકલી દીધા. તેણે દેવાલય તથા શહેર લૂંટી ઉજડ જેવું કરી મૂક્યું. જે લોકો વહાણમાં બેસી નાસી ગયા તે જીવતા રહ્યા, ને બીજા મરણ પામ્યા અથવા વટલાયા.

૮ સોમનાથ મહાદેવનું દેવળ ત્યારપછી કેટલાક રાજાઓએ સમરાવ્યું હતું, પણ બીજા મુસલમાન બાદશાહોના હુમલાથી તેનો ઘણીવાર નાશ થયો હતો, તેથી પ્રભાસપાટણમાં સોમનાથ મહાદેવ-નું નવું દેવળ બંધાવવામાં આવ્યું છે; અને આજ આશરે નવસેં વરસ થયાં જૂનું દેવળ, પડી ભાગેલી હાલતમાં ગોળ ઘુમટ સહિત સમુદ્ર કાંઠે આવેલા કોટની થડમાં ઉભું રહેલું જોવામાં આવે છે.

૯ ભીમદેવ હારીને કંથકોટમાં ભરાયો હતો, તેથી મહમૂદે ગીજની પાછા જતાં એના પર હલ્લો કર્યો, પણ ત્યાંથી ભીમદેવ નાસી ગયો. પછી મહમૂદ ગીજની ગયો. માર્ગમાં ભૂલો પડવાથી તે બહુ દુઃખી થયો હતો, ને પાણી વગર સિંધના રણમાં તેનું ઘણું લશ્કર મરી ગયું હતું.

---

## (૧૧) સિદ્ધરાજ જયસિંહ અને મીનળદેવી.

---

૧ મહમૂદ ગયા પછી ભીમદેવ પાછો પાટણ આવ્યો, અને મુસલમાનો વારંવાર હિંદુસ્તાનપર ચડી આવતા, તેથી તેમને અટકાવવા હિંદુરાજાઓએ સંપ કર્યો, તેમાં આ ભીમદેવ ભળ્યો નહિ; કેમકે તેણે અણહિલવાડનું રાજ હમણાં પાછું મેળવ્યું હતું, અને તે દૂર હોવાથી તેને બીજા રાજાઓના જેટલી બીક નહોતી. પણ એક સંપી રાજાઓ ભેગા ન ભળવામાં તેણે ભૂલ કરી તે બીજા રાજાઓ સાથે ભળ્યો હોત, તો બીજાઓના બળમાં વધારો

આત, અને મુસલમાનોને અટકાવી શકાત.

૨ એક સંપમાં ન ભળવાથી અજમેરનો રાજા વિશળદેવ ગુજરાત ઉપર ચડી આવ્યો, તેમાં ભીમદેવ હાર્યો, ને વિશળદેવ જીતની નિશાની માટે **વિસલનગર** શહેર વસાવીને પાછો ગયો.

૩ વિશળદેવ ગયા પછી બીજે વરસે ભીમદેવે સિંધ દેશ જીતી લીધો. એના વખતમાં માળવામાં **ભોજરાજા** રાજ્ય કરતો હતો. એ રાજા વિદ્યાનો શોખીન હોવાથી તેણે પોતાના રાજમાં કાળિદાસ પંડિત જેવા મોટા મોટા વિદ્વાનો રાખ્યા હતા.

૪ ભીમદેવના વખતમાં **વિમળશાહ** નામે એક પૈસાદાર શ્રાવક હતો, તેણે આબુ ઉપર દેલવાડામાં તથા અંબાજી પાસે કુંભારીઆમાં સુંદર જૈન દહેરાં બંધાવ્યાં હતાં.એ દહેરાં હાલ પણછે.

૫ ભીમદેવ તીર મારવામાં હોશિયાર હતો, તેથી બાણાવળી કહેવાયછે. એની પછી તેનો દીકરો કરણ રાજા ગાદીએ બેઠો. એ કરણ, મીનળદેવી નામે રાણીને પરણ્યો હતો. એ મીનળદેવીએ પાલણપુરમાં **સિદ્ધરાજ જયસિંહ** નામે કુંવરને જન્મ આપ્યો ઈ. સ. ૧૦૭૧.

૬ સિદ્ધરાજ ૩ વરસનો થયો, ત્યારે રમતાં રમતાં પોતાના બાપની ગાદી ઉપર ચડી બેઠો, તેથી તે વખતે સારૂં મુહુર્ત જાણી કરણ રાજાએ તેને અણહીલપુર પાટણની ગાદીએ રાજરીત પ્રમાણે બેસાડ્યો. ત્યાર પછી થોડા વખતમાં કરણ ગુજરી ગયો.

૭ સિદ્ધરાજ નાનો હોવાથી તેની મા **મીનળદેવી** કારભાર ચલાવતી હતી. તમામમાંથી કોઇ કોઇએ વિરમગામનું મુનસર

અને ધોળકાનું મલાવ તળાવ[1] જોયું હશે. લોકોના સુખને માટે પાણીની તાણ ન પડે તેટલા સારૂ એ બે મોટાં તળાવ મીનળદેવીએ બંધાવ્યાં હતાં. તેણે સિદ્ધરાજ પાસે જાત્રાળુ ઉપરના કેટલાક વેરા ઓછા કરાવ્યા હતા.

૮ લોકોને સુખી કરવા માટે સિદ્ધરાજ ઘણી મહેનત લેતો. તેણે પાટણમાં એક મોટું તળાવ ખોદાવ્યું હતું. એ તળાવ બાર વરસે તૈયાર થયું હતું, એમ કહેવાય છે. તેને ફરતી શંકરની હજાર દેરીઓ બંધાવી હતી, તે પરથી એ તળાવનું નામ **સહસ્રલીંગ** પડ્યું હતું. એ તળાવ તૂટેલી હાલતમાં હજી પાટણમાં છે. સિદ્ધરાજના **શ્રીપાળ** નામે કવિએ એ તળાવ વિષે એક સુંદર કાવ્ય બનાવ્યું છે.

---

૧ મીનળદેવીના ઇન્સાફ વિષે એક વાત ચાલેછે કેઃ—ધોળકામાં મલાવ તળાવ બંધાવતી વેળા એના પૂર્વ કિનારાપર એક નાયકાનું ઘર આવેલું હતું તે પાડી નાખ્યા વગર તળાવનો ઘાટ જરા વાંકો થતો હતો, તેથી મીનળદેવીએ તે વેચાતું લેવા માગણી કરી. પણ નાયકાએ તે ન આપ્યું, તેથી રાણીએ જોર જૂલમ ન કરતાં એટલી જગા પડતી રાખી બીજે પાળ બંધાવી એ ઉપરથી ગુજરાતમાં કહેવત ચાલે છે કે "ઇન્સાફ જોવો હોય, તો મલાવ તળાવ જુઓ"

આગળના વખતમાં રાણીઓને વધારે છૂટ હતી. તે ઇચ્છાવરથી પરણતી, ધણીને રાજકાજમાં સલાહ આપતી ને કુંવર નાનો હોય તો પોતે રાજ ચલાવતી. આજના જેવું તે વખતે રાણીઓને સખ્ત બંધન નહોતું.

# (૧૨) સિદ્ધરાજ અને કુંભાર કન્યા.



૧ ફરી એકવાર આપણે જુનાગઢ તરફ નજર કરીએ. જુનાગઢ પાસેના મજેવડી ગામમાં હડમત નામે એક પરદેશી કુંભારને ત્યાં રાજદરબારમાં શોભે તેવી એક રૂપાળી કન્યા હતી. સિદ્ધરાજના ભાટોએ એ કન્યા કોઈ રાજકુળની છે,* એમ જાણી તેનું સગપણ પોતાના મહારાજા સાથે કર્યું.

૨ જુનાગઢમાં આ વખતે ગ્રહરિપુના વંશનો રાખેંગાર નામે રાજા રાજ કરતો હતો. પોતાના રાજમાંથી સિદ્ધરાજ આવું કન્યારત્ન પરણી જાય, એ તેને ઠીક ન લાગ્યું. તેથી તે પોતે તેને પરણી બેઠો.

૩ મહારાજા સિદ્ધરાજ જયસિંહ જેવો બહાદુર રાજા આ અપમાન ખમી શકયો નહિ, અને તરત તેણે જુનાગઢ ઉપર ચડાઈ કરવાની તૈયારી કરી. માર્ગમાં તેણે કેટલાંક ગામને કોટ બંધાવ્યા, અને કેટલાંક ગામમાં વાવ, કૂવા વગેરે જરૂરનાં નવાણ કરાવ્યાં, વઢવાણનો ગઢ, સાયલાનું તળાવ, આણંદપુરનો ગઢ, સરધારનું તળાવ વગેરે બાંધકામ તેણે આ વખતે બંધાવ્યાં હતાં.

૪ રાખેંગાર, આવા બળવાન મહારાજા સાથે લડાઇમાં ટકી શકે તેમ નહોતો, તેથી તે પોતાના ગિરનાર ઉપર બાંધેલા મજ-

---

* આંગણ આંબો મોરિયો[1] સાખ પડી ઘરબાર [1]મો'ર આવેલો.
દેવે ઉપાઇ[2] દેવડી, નહિ જાતે કુંભાર. [2]ઉપજાવી

બૂત કિલ્લામા ભરાઈ બેઠો. ડુંગરના છાના માર્ગે અનાજ વગેરે મળી શકવાથી તે બાર વરસ સુધી પોતાનો બચાવ કરી શકયો. એ બાર વરસના ઘેરામાં **રાણકદેવીને** માણેરો અને ડગાયચો નામે બે કુંવર અવતર્યાં હતા.

૫ બાર વરસ તો શું, પણ બીજાં ચોવીસ વરસ થઈ જાય, તોપણ સિદ્ધરાજ જીત કર્યા વગર પાછો જાય તેવો નહોતો. એવામાં રાખેંગારના ભાણેજ ફુટીને સિદ્ધરાજને મળવાથી તે ગિરનારનો મજબૂત કિલ્લો જીતી શકયો. તેમણે રસ્તો બતાવી સિદ્ધરાજના લશ્કરને કિલ્લામાં દાખલ કર્યું.+ પછી રાખેંગાર પોતાનાં થોડાં માણસ લઈ બહાદુરીથી લડયો; પણ અંતે મરાયો; અને રાણકદેવી સિદ્ધરાજના હાથમાં આવી.

૬ રાખેંગારને મારી સોરઠને ગુજરાત સાથે જોડી દઇ ત્યાં પોતાની તરફનો એક સૂબો નીમી, રાણકદેવીને લઇ સિદ્ધરાજ પાટણ તરફ રવાના થયો. ત્યાં ગયા પછી તેને ઘણું એ સમજાવ્યું,

---

+ કોઇ કારણસર રાખેંગાર પોતાના ભાણેજ દેશળ અને વિશળ ઉપર નારાજ થયો, તેથી તેમને મહેલમાથી કાઢી મૂકયા. તેઓ કિલ્લાના દરવાજાની ચોકી કરનાર દરવાનને એમ કહી બહાર નીકળ્યા, કે અમે દાણાની પોઠો ભરવા જઇએ છિયે, તે પાછા આવીએ, ત્યારે દરવાજા ઉઘાડજો. પછી તે સિદ્ધરાજ પાસે ગયા અને તેની સાથે સગપણ કાઢી મદદ કરવા તૈયાર થયા. તેમણે પોઠીઆ ઉપર સિદ્ધરાજના જોદ્ધાઓ ભરી દરવાજો ઉઘડાવી કિલ્લામાં દાખલ કર્યા અને પોતાના મામાનો નાશ કરાવ્યો, મામાને ત્યાં મોટા થઈ તેનું સત્યાનાશ કઢાવનાર નિમકહરામ ભાણેજો આખરે સિદ્ધરાજને હાથે મરાયા, ને પોતાના ખરાબ કામનો બદલો પામ્યા.

તોપણ એ પવિત્ર રાણીએ સિદ્ધરાજ સાથે ફરીથી પરણવા ચો-ખી ના પાડી. સિદ્ધરાજે બીક દેખાડી તેની નજર આગળ તેના એ વહાલા કુંવરને મારી નાંખવાનું નિર્દય કામ કર્યું, તોપણ તે સતી રાણી જરાએ ડગી નહિ. આખરે થાકીને તેની મરજી પ્ર-માણે સિદ્ધરાજ તેને માનપાન સાથે વઢવાણ લાવ્યો, ને ત્યાંની ભોગાવા નદીમાં તેને સતી થવા દીધી. સિદ્ધરાજે એ ઠેકાણે બં-ધાવેલું દહેરૂં. હજુ પણ વઢવાણમાં ભોગાવાને કાંઠે કિલ્લાની અંદર છે. પોતાના ધણીના મડદા સાથે કે તેની પાઘડી લઈને લાકડાની ચેહ ખડકી ધામધૂમથી જીવતાં ને જીવતાં બળી મરવું. તેને **સતી** થવું કહેછે× હિંદુસ્તાનમાં એવી સતીઓના પાળીઆ ઘણે ઠેકાણે જોવામાં આવેછે. હાલમાં એ રિવાજ બંધ થયો છે.

---

× રાણકદેવી અને રાખેંગારના દુહા કાઠીઆવાડમાં ઘણી અસર કરે તેવી રીતે બોલાય છે. એના થોડાક નમુના આ નીચે લખ્યા છેઃ—માણેરા નામે મોટા કુંવરને, સિદ્ધરાજ કિલ્લા ઉપર મારવા લાગ્યો. ત્યારે તે રાણકદેવીની સોડમાં ભરાઈ રોવા લાગ્યો, એ વખતે દેવીએ તેને કહ્યું કેઃ—

(૧) માણેરા તું મ રોય, મ કર આંખો રાતીગો,
લાગે કુળમાં ખોય, મરતાં મા ન સંભારિયે.

(૨) રાખેંગારના મડદા પાસે બોલી કે—
સ્વામી ઉઠો સૈન્ય લઈ, ખડગ ધરો ખેંગાર,
છત્રપતિએ છાઈયો. ગઢ જૂનો ગિરનાર.

(૩) ગિરનારને જોઈ બોલી—
ઉંચો ગઢ ગિરનાર, વાદળથી વાતું કરે;
મરતાં રાખેંગર, ખરેડી ખાંગો નવ થયો.

૭ આ રાણકદેવી કુંભારની કન્યા નહોતી, પણ સિંધના એક નાના રાજાની કુંવરી હતી. એ મૂળ નક્ષત્રમાં જન્મી હતી તેથી જોષીએ વહેમ ઘાલવાથી તેને જીવતી જંગલમાં મૂકી દીધી હતી, તે ત્યાંથી હડમત કુંભારના હાથમાં આવી તેને ઘેર ઉછરી મોટી થઇ હતી.

---

## (૧૩) સિદ્ધરાજ અને યશોવરમાન.

૧ સિદ્ધરાજની નાની ઉમ્મરમાં, જ્યારે તે ગુજરાતમાં ફ-રવા ગયો હતો. ત્યારે માળવાના રાજા યશોવર્માએ પાટણ ઉપર ચડાઈ કરી હતી. એ વેળા પ્રધાન પાસે પૂરતું લશ્કર ન હોવાથી

---

(૪) ગોઝારા ગિરનાર, વળામણ વેરીને કિયો;
 મરતાં રાખેંગાર, ખરેડી ખાંગો નવ થયો.

(૫) કિલ્લાથી નીચે ઉતરતાં ગિરનાર પડતો હોય, એમ જાણી બોલી— માં પડ મ્હારા આધાર, ચોસલ કોણ ચડાવશે;
ગયા ચડાવણહાર, જીવતા જાતર [૧]આવશે [૧](જાત્રાળુ)

(૬) દામોદર કુંડ જઇને બોલી કે—
ઉતર્યો ગઢ ગિરનાર, તનડું આવ્યું તળેટીએ;
વળતાં બીજી વાર, દામો કુંડ નથી દેખવો.

(૭) પાટણને પાદર જઇ બોલી કે—
બાળું પાટણ દેશ, જીસે પટોળાં નીપજે;
સરવો સોરઠ દેશ, લાખેણી મળે લોબડી. (શાલ જેવી જરીયાની ઓઢણી)

(વિશેષ હકીકત રાસમાળામાંથી શિક્ષકે કહી બતાવવી.

તે સામો ન થતાં તેણે ધન આપી યશોવર્માને પાછો કહાડયો હતો. સિદ્ધરાજને આ વાત ગમી નહિ, તેથી તેણે માળવા ઉપર ચડાઈ કરી.×

૨. આગળ માળવામાં જવાનો રસ્તો અઘરો હતો. પણ હાલ જો તમે માળવામાં જવાનું ધારો, તો ગોધરા–રતલામ રેલવેને રસ્તે માળવામાં જવાશે. આગલા વખતમાં રેલવેનું સાધન નહોતું, અને ગુજરાત તથા માળવાની હદ વચ્ચે ઘણી ઝાડી તથા મોટાં જંગલ હતાં, તે વખતે માળવાની રાજધાની ધારાનગરીમાં હતી, (હાલ તેને ધાર કહેછે)

૩ સિદ્ધરાજે ધારાનગરને ઘેરો ઘાલ્યો, અને આસપાસને મુલક ઉતાવળે તાબે કરી લીધો, પણ ધારાનગર જીતાયું નહિ. ઘણાં વરસ વીતી જવાથી તે ગુસ્સે થઇ બોલ્યો કે, યશોવર્માને પકડી તેની ચામડીનું મ્યાન થશે નહિ, ત્યાં સુધી મારી આ તરવાર ઉઘાડી રહેશે. અંતે બાર વરસે યશોવર્મા પકડાયો, ને તેની ચામડી ઉતરાવવા સિદ્ધરાજે હુકમ કર્યો, પણ તેના ડાહ્યા પ્રધાને સમજાવીને સહેજ ચામડી ઉતરાવી તરવારે બંધાવી, એ ઘાતકી હુકમ બંધ કરાવ્યો.

૪ પછી માળવાને ગુજરાત સાથે જોડી દઈ યશોવર્માને કેદ કરી સાથે લઇ સિદ્ધરાજ પાટણ આવ્યો. પાટણમાં આવ્યા

---

× માળવામાં હમેશાં સારો વરસાદ પડવાથી પાક ઘણો થાય છે, ને દુકાળની પીડા ભોગવવી પડતી નથી ત્યાં ઢોર પણ સારાં ઉછરે છે. કોઇ માણસ ગરીબોને પાળી ધર્મનાં કામ કરે છે, ત્યારે લોકો કહેછે કે, "એતો રાંકનો માળવો છે."

પછી તે યશોવર્મા સાથે સારી રીતે વર્તતો ને તેનું માન સાચવતો હતો.

૫ સિદ્ધરાજના જોરાવર લસ્કરથી દક્ષિણ તથા ઉત્તરના કેટલાક રાજા ડરતા, ને તે નાખુશ ન થાય તેવી રીતે ચાલતા.

૬ આ પ્રતાપી અને બહાદુર રાજા ગુજરી ગયો, ત્યારે તેને પુત્ર નહોતો, તેથી લોકો કહેછે કે, રાણકદેવીએ મરતી વખત દીધેલો શાપ ખરો પડયો. ગુજરાતના રજપૂત રાજાઓમાં તે સૌથી વધારે જાણીતો છે. તેના રાજનો વિસ્તાર પણ માળવા, સોરઠ, વગેરે જીતવાથી વધ્યો હતો. તેણે રૈયતના સુખના માટે, તળાવ, કૂવા, દહેરાં વગેરે ઘણાં કામ કરાવ્યાં હતાં. આજ પણ કોઇ ખંડેર, વાવ, કૂવા કે તળાવ જોઇને લોકો બોલી ઉઠેછે કે, એ તો સધરાજેસંગે કરાવ્યું હશે. ગુજરાતમાં તે હજી "સધરા જેસંગ" ને નામે જાણીતો છે. રૂદ્રમાળાનું દહેરૂં સુધરાવી બ્રાહ્મણોને ઘણું દાન આપી એણે શ્રીસ્થળનું નામ પોતાના નામપરથી સિદ્ધપુર પાડયું.

૭ તેના ઇન્સાફ વિષે એક વાત ચાલે છે, કે ખંભાતમાં એકવાર હિંદુ મુસલમાનો લડયા, અને તેના આગેવાનો ફર્યાદ કરવા પાટણ આવ્યા, ત્યારે તેમને ધીરજ આપી પાછા કાઢયા. પણ થોડા દહાડા પછી પોતે વેશ બદલી ખંભાત ગયો, અને શહેરમાં ફરી તમામ હકીકત મેળવી લીધી. પછી પાટણમાં બંને જાતના મુખ્ય માણસોને તેડાવી શિક્ષા કરી, મુસલમાનોને મસીદ બંધાવી આપી ને હિંદુને ઠપકો આપ્યો.

૮ સિદ્ધરાજ માળવે જતાં પોતાનો રથ પહાડી રસ્તે ન

ચાલવાથી વારાહી ગામમાં મૂકી ગયો, ને બધા લોકોને સાચવવાની ભલામણ કરી. અજ્ઞાન લોકોએ તેના કડકા કરી જુદા જુદા ભાગ સાચવી રાખ્યા ! પછી સિદ્ધરાજે રથની આવી દશા જોઈ, ત્યારે તેમની મૂર્ખાઈ ઉપર હસી કાંઈ શિક્ષા કરી નહિ. વળી માળવેથી પાછા આવતાં રસ્તામાં ઉંઝા ગામમાં મુકામ કર્યો, ત્યારે ત્યાંના કણબી તેના તંબુએ સલામ કરવા આવ્યા, ને પોતાની નાતની રીત પ્રમાણે સિદ્ધરાજનો પાથરેલો પલંગ જોઈ તે ઉપર ચડી બેઠા. સિપાઇએ ના પાડી તોપણ તેમણે માન્યું નહિ. પછી સિદ્ધરાજ તંબુમાં આવ્યો, ત્યારે કાંઈ બોલ્યો નહિ, ને બધાને તેણે માન આપ્યું. એવો તે મોટા દિલનો રાજા હતો. ૪૯ વરસ રાજ્ય કરી બાવન વરસની ઉમ્મરે તે ઈ. સ. ૧૧૪૩ માં મરણ પામ્યો.

## (૧૪) હેમાચાર્ય.



૧ હેમાચાર્ય, જૈન ધર્મના સાધુ હતા. તેમનો જન્મ આશરે આઠસેં વરસ ઉપર (સને ૧૦૮૮) ધંધુકા ગામમાં એક મોઢ વાણિયાને ત્યાં થયો હતો. તેમનો બાપ બ્રાહ્મણ ધર્મ પાળતો હતો અને મા શ્રાવક ધર્મ પાળતી હતી. નાનપણમાં તેને ચાંગદેવ કહેતા. તેની પાંચ વરસની ઉમ્મર હતી, ત્યારે ધંધુકામાં જૈનધર્મના આચાર્ય દેવચંદ્રસૂરી ફરતા ફરતા આવ્યા. તે, આ બાળકની હોશિયારી તથા આગળ જતાં તે કોઇ પ્રખ્યાત માણસ થશે, એવાં લક્ષણ જોઇ, તેની માને સમજાવી પોતાની સાથે તેડી ગયા. પછી તેને નવમે વર્ષે સાધુ બનાવ્યો, ને તેનું નામ સોમદેવ મુનિ પાડ્યું.

૨ દેવચંદ્રસૂરીએ સોમદેવને બધાં શાસ્ત્ર ભણવાની ગોઠવણ કરી આપી, તેથી તે પોતાની હોશિયારીથી થોડા વરસમાં ઘણું ભણ્યો. એણે ૨૧ વરસની ઉમ્મરે એટલી બધી વિદ્યા મેળવી, કે તેના ગુરૂએ તેને આચાર્યની મોટી પદવી આપી અને સાધુઓનો મુખી બનાવ્યો. ત્યારથી તે **હેમાચાર્ય**ને નામે ઓળખાવા લાગ્યો.

૩. તેણે પોતાની વિદ્યા તથા ચતુરાઈથી ગુજરાતનો રાજા સિદ્ધરાજ શ્રાવક ધર્મમાં નહોતો તોપણ તેનો ઘણો પ્યાર મેળવ્યો હતો. સિદ્ધરાજના વખતમાં એ પંડિતે ઘણા ગ્રંથ લખ્યા હતા. એ ગ્રંથો કાંઈ જૈન ધર્મનાજ નહોતા, પણ સંસ્કૃત–પ્રાકૃત વ્યાકરણ, કોષ વગેરે ઘણી જાતના, સર્વને કામ લાગે તેવા હતા. તેણે સંસ્કૃત તથા પ્રાકૃત ભાષાના ( સંસ્કૃતમાંથી બગડેલી ) વ્યાકરણનો એક ગ્રંથ બનાવી તેની સાથે પોતાનું તથા રાજાનું નામ જોડી, તેનું નામ **સિદ્ધહેમ** રાખ્યું હતું. એ ગ્રંથ હજી ઘણો વખણાય છે. સિદ્ધરાજે એ વ્યાકરણ પોતાને બેસવાના હાથી ઉપર માન સાથે પધરાવીને પોતાના પુસ્તકસંગ્રહમાં મૂકાવ્યું હતું, અને તેની ઘણી નકલો લખાવીને રાજ્યની મોટી મોટી પાઠશાળામાં મોકલી હતી.

૪ સિદ્ધરાજ પછી તેનો પિત્રાઈ કુમારપાળ ગાદીએ બેઠો. સિદ્ધરાજ પોતાની પછી એને ગાદીએ બેસાડવા રાજી નહોતો, તેથી તેને રાજા થતા પહેલાં ગુજરાતમાંથી નાસી જવું પડયું હતું. એ સંકટના વખતમાં તેને હેમાચાર્યે ઘણી મદદ કરી હતી, તેથી કુમારપાળે તેને પોતાનો ગુરૂ માન્યો અને શિવધર્મ છોડી પોતે જૈનધર્મ પાળવા લાગ્યો, કુમારપાળે પોતાના રાજમાં એવો સાદ પડાવ્યો હતો, કે કોઈએ જીવહિંસા કરવી નહિ. તેણે માંસ

તથા દારૂનો ત્યાગ કર્યા હતો. પોતાના ઘોડાઓને પણ તે ગાળ્યા વગરનું પાણી પાવા દેતો નહિ.

૫ સિદ્ધરાજ તથા કુમારપાળના વખતમાં આ હેમાચાર્ય પંડિતે જૈનધર્મની મોટાઈ બતાવવાને મોટા મોટા બ્રાહ્મણ પંડિતો સાથે સભા ભરી વાદ કર્યા હતા. આ મોટા પંડિતે ૮૪ વર્ષની ઉમ્મરે દેહ ત્યાગ કર્યો. હેમાચાર્ય જેવો પંડિત ગુજરાતમાં બીજો થયો નથી. ગુજરાતમાં થયેલા પ્રખ્યાત પંડિતોમાં હેમાચાર્ય સૌથી સરસ ગણાય છે. કુમારપાળના વખતમાં "દ્વયાશ્રય" (બે આશ્રય) નામે કાવ્ય બનાવી પોતે ઘણું માન મેળવ્યું હતું. સોળંકી વંશના રાજાઓની હકીકત સાથે વ્યાકરણના નિયમ સમજાય તેવી ગોઠવણ (ભટ્ટી કાવ્ય જેવી) એ કાવ્યમાં છે.*

---

## (૧૪) રાજા કુમારપાળ.

૧ સિદ્ધરાજ પછી તેના કાકાના દીકરાનો દીકરો કુમારપાળ પાટણ આવી ગાદીએ બેઠો. સિદ્ધરાજની બીકથી તેને ગામેગામ છાની રીતે ભટકવું પડ્યું હતું, તે વેળા જે લોકોએ એને મદદ કરી હતી, તે બધાને એણે આ વખતે સારી રીતે રાજી કર્યા. હેમાચાર્ય પંડિતના બોધથી અને તેમણે સંકટ વેળા કરેલા ઉપકારના બદલામાં કુમારપાળે પોતાના બાપદાદાનો શૈવ પંથ બદલી

---

* હેમાચાર્ય અને બીજા જૈન ગ્રંથકારોએ લખેલાં પુસ્તકો ઉપરથી ગુજરાતનો ઇતિહાસ તૈયાર કરવામાં વિદ્વાનોને ઘણી મદદ મળી છે.

જૈન ધર્મ ગ્રહણ કર્યો. એ પચાસ વરસની પાકી ઉમ્મરે ગાદીએ બેઠે.*

૨ ઉદાયન મંત્રી નામે સિદ્ધરાજના જૈન પ્રધાને કુમારપાળને દુઃખના વખતમાં ઘણી મદદ કરી હતી; તેથી કુમારપાળે તેના દીકરાઓને મોટી જગ્યાઓ આપી. એ મંત્રીનો વાહડ નામે દીકરો સિદ્ધરાજના પક્ષનો હતો, તેથી તે કુમારપાળ ગાદીએ બેસવાથી નારાજ થયો હતો. તેણે નાગોર (અજમેર) ના રાજાને સમજાવ્યો, કે કુમારપાળમાં કાંઇ દમ નથી, અને તે પોતાના બનેવી સિદ્ધરાજના સેનાપતિ કાનદેવની મદદથી ગાદીએ બેઠોછે, માટે તમે આ વખતે ગુજરાત ઉપર ચડાઇ કરશો, તો જરૂર ફતેહ મેળવશો.

૩ એથી નાગોરનો રાજા **આનક**, ગુજરાતપર ચડયો. કુમારપાળ તેને અટકાવવા માટે સામો ચાલ્યો, અને બંને તરફના કેટલાંક માણસ મરાયા પછી નાગોરના લશ્કરમાં ભંગાણ પડયું. કુમારપાળે તાકીને એક તીર આનક રાજાને માર્યું, તેથી તે ભોંય ઉપર પડયો અને કુમારપાળની જીત થઇ. એ પછી આનક રા-

---

* કુમારપાળને ભટકતી હાલતમાં સિદ્ધરાજના માણસોથી જે કુંભારે બચાવ્યો હતો, તેને ગાદીએ બેસતી વખત ૭૦૦ ગામોનો અધિપતિ બનાવ્યો ત્યારથી એ કુંભારના વંશજો પોતાને કુંભાર કહેતાં શરમાય છે, ને તેથી તેઓ પોતાને સગરા રજપૂત કહેવડાવે છે.

કુમારપાળને ગાદી મળવા વિષે એક વાત ચાલેછે કે;—સિદ્ધરાજની મરજી કુમારપાળને ગાદી આપવાની નહોતી, તેથી પ્ર-

જાએ પોતાની કુંવરી કુમારપાળને પરણાવી તેની સાથે સલાહ કરી એવામાં ખબર મળી કે, માળવાના રાજાને વશ કરવા ગયેલા સરદારો શત્રુ સાથે મળી જઈ બધું લશ્કર ગુજરાત ઉપર ચડી આવે છે, એથી કુમારપાળ ફોજ લઈ તેની સામે ગયો, અને માળવાની ફોજને હરાવી ગુજરાતની બહાર હાંકી મૂકી.

૪ એક દહાડો કોકણુ દેશના કેટલાક બારોટ કુમારપાળના દરબારમાં આવી પોતાના રાજાનાં વખાણુ કરવા લાગ્યા, કે તે બધાનો ઉપરી અને બળવાન છે. એથી કુમારપાળને ક્રોધ ચડ્યો, ને તે રાજાને જીતવા માટે એણે ઉદાયનના દીકરા અમરભટ્ટને કેટલીક ફોજ આપી મોકલ્યો. પહેલીવાર તે હારીને પાછો આવ્યો, પણુ બીજીવાર વધારે ફોજ લઈને લડવા જતાં જીત્યો, અને ત્યાંના રાજાને મારી, ઘણી લૂંટ મેળવી, એ દેશમાં કુમારપાળની દુવાઈ ફેરવી પાછો આવ્યો.

---

ધાનોએ દરબાર ભરી સિદ્ધરાજના ઓરમાન કાકા ક્ષેમરાજના દીકરાના દીકરા ત્રિભુવનપાળના ૩ કુંવર, મહીપાળ, કીર્તિપાળ અને કુમારપાળને ગાદીએ બેસાડવા તેડી આણ્યા. પછી મોટા મહીપાળને ગાદીએ બેસવાનું કહેતાં, તે બાયલાની પેઠે બેઠો, તેથી તેને નાલાયક ઠરાવ્યો. બીજા કીર્તિપાળને બેસાડી પૂછ્યું, કે તમે શી રીતે રાજ્ય ચલાવશો ? ત્યારે તેણે કહ્યું. કે "તમે જેમ રસ્તો બતાવશો તેમ" એથી તેને પણુ નબળો ગણી ઉઠાડી મૂક્યો. છેવટે કુમારપાળને ગાદીએ બેસાડી સામંતોએ પૂછ્યું કે તમે શી રીતે રાજ્ય ચલાવશો ? ત્યારે તે એક શૂરવીરની પેઠે પોતાની તરવાર ખેંચી બોલ્યો કે, "આ તરવારના બળથી હું રાજ્ય ચલાવીશ" તેથી તેને લાયક ગણી ગાદીએ બેસાડ્યો.

૫ સિદ્ધરાજની પેઠે કુમારપાળ પણ વિદ્વાનોને આશરો આપતો. એના વખતમાં હેમાચાર્ય પંડિતે, પાછળ કહેલું "દ્વયાશ્રય" તથા બીજાં પુસ્તકો બનાવી પાટણના જૈનભંડારમાં ઘણાં પુસ્તકોનો વધારો કર્યો હતો. પાટણનો જૈનભંડાર આજ પણ વખાણાય છે. તેમાંનાં કેટલાંક પુસ્તક છપાઇને બહાર પડયાં છે.

૬ આ રાજા ચોમાસામાં મુસાફરી ન કરવી, હિંસા ન કરવી, યજ્ઞમાં પશુને હોમવાં નહિ, દારૂ માંસ વાપરવાં નહિ, વગેરે જૈન ધર્મના કેટલાક નિયમ બરાબર પાળતો. પાછળ કહેવા પ્રમાણે તે પોતાનાં જાનવરોને પણ અણગળ પાણી પાવા દેતો નહિ *

૭ તેણે શેત્રુંજા, પાટણ, સોમનાથ પાટણ, ખંભાત વગેરે ઠેકાણે સુંદર જૈન દહેરાં બંધાવ્યાં હતાં. વળી હેમાચાર્યની જન્મભૂમિ ધંધુકામાં તથા તે પંડિતે ખંભાતમાં જે અપાસરામાં બેસી તેને રાજ્ય મળવાનું ભવિષ્ય કહેલું, તેની પાસે એણે જૈન દેવળ બંધાવ્યાં હતાં. તેની સાથે શિવ ધર્મને આશરો આપવા તે પછાત પડતો નહિ. કેટલાક જાત્રાવેરા માફ કરી સોમનાથ મહાદેવનું દહેરૂં એણે સુધરાવ્યું હતું. સિદ્ધરાજની પાછળ તેણે નીતિ અને બહાદુરીથી રાજ્ય ચલાવી પોતાનું નામ પ્રખ્યાત કર્યું હતું. તે

---

* આવી રીતે રાજા જૈનધર્મ પાળતો તો પણ હેમાચાર્યે કદી શૈવ ધર્મ ઉપર જુલમ થવા દીધો નથી. સોમનાથ મહાદેવનું દેવળ રાજાએ તેની સલાહથી બંધાવ્યું હતું. બધાના માનવામાં એમ હતું કે હેમાચાર્ય સોમનાથને પગે લાગશે નહિ પણ હેમાચાર્યે સર્વ ધર્મ સરખા માન આપવા લાયક છે, એમ બતાવી આપ્યું.

૧૧૭૪ માં ૮૦ વર્ષની મોટી ઉમ્મરે અપુત્ર મરણ પામ્યો.÷

૮ કુમારપાળ પછી તેના ભાઈ મહીપાળનો કુંવર **અજયપાળ** ગાદીએ બેઠો. તે શિવપંથનો હોવાથી તેણે જૈન ધર્મને ઘણી હરકત કરી. એ દ્વેષી અને ઘાતકી હતો. કપર્દી નામે જૈન મંત્રીને તેણે ઉકળતા તેલમાં નાંખી ક્રૂર રીતે મરાવ્યો પછી અમરભટ્ટે હેમાચાર્ય તથા કુમારપાળનાં વખાણ કર્યાં, તેથી તેને મારવા પોતાની હજુરમાં બોલાવ્યો. પણ એ બહાદુર સરદાર ઘણાં માણસોને માર્યા પછી મુઓ. હેમાચાર્યના વિદ્વાન શિષ્ય રામચંદ્ર નામે જૈનને એણે કપર્દીની જગા આપી હતી, તે પણ રાજાના જૂલમથી કંટાળી મરણ પામ્યો.

૯ હિંદુ શાસ્ત્રમાં કહેલું છે કે, ઘણાં ભૂંડાં કામનો બદલો ત્રણ માસે કે, ત્રણ વરસે મળે છે, તેમ આ જૂલમી રાજાને બરાબર બદલો મળ્યો. ગાદીએ બેઠા પછી ત્રીજે વરસે તેના જૂલમી સ્વભાવથી કંટાળેલા એક પોળીઆએ, તેની છાતીમાં કટાર ભોંકી તેનો જીવ લીધો.

૧૦ તેની પછી તેનો કુંવર બાળમૂળરાજ ગાદીએ બેઠો. તેના વખતમાં **શાહબુદ્દીન** નામે મુસલમાન પાદશાહ ગુજરાત ઉપર ચડી આવ્યો હતો, પણ તેના કાકા ભોળાભીમદેવે એ બાદશાહને હરાવી હાંકી કાઢયો. એ બાળમૂળરાજ નાની ઉમ્મરમાં ગુજરી જવાથી ભોળોભીમ ગાદી ઉપર બેઠો.

---

÷ કુમારપાળ સિદ્ધરાજની બીકે નાસતો હતો, ત્યારે જંગલમાં એક ઉંદર દરમાંથી રૂપિયા કાઢતો હતો; તે તેણે લઈ લીધા. તેથી ઉંદર માથું પછાડી મરણ પામ્યો. રાજા થયા પછી આ પાપના નિવારણ માટે કુમારપાળે પાટણમાં મુશકવિહાર નામે દહેરૂં બંધાવ્યું હતું.

# (૧૬) ઇચ્છનકુમારી અને ભોળોભીમ.



૧ ચોથી ચોપડીમાં બે બિલાડી અને વાંદરાની વાત તમે વાંચી ગયા છો. હમેશાં બે જણ લડે, તેમાં ત્રીજો ફાવી જાય. હિંદુસ્તાનના રજપૂત રાજાઓ એક બીજા સાથે નજીવી બાબત માટે માંહોમાંહે લડી નબળા પડતા હતા અને એક બીજાના લશ્કરના બહાદુર માણસો મરણ પામવાથી તેમનું કૌવત ઘટી ગયું હતું. આવા વખતમાં હિંદ જીતવાને ટાંપી રહેલા મુસલમાન બાદશાહોને તલપ મારવા ઠીક લાગ મળ્યો.

૨ "જમીન, જોરૂ (સ્ત્રી), અને જર (પૈસો) એ ત્રણ કજીઆનાં ઘર" આ કહેવત પ્રમાણે સ્ત્રી બાબતના કજીઆમાં ગુજરાત અને અજમેરના રાજાઓ, તથા દિલ્હી અને કનોજના રાજાઓ અંદર અંદર કપાઈ મરતા હતા. હિંદમાં આ ચાર, રજપૂત રાજ્ય મુખ્ય હતાં.

૩ આબુના પરમાર વંશના રાવળને **ઇચ્છન કુમારી** નામે એક સ્વરૂપવાન કન્યા હતી, તેનું સગપણ દિલ્હીના બળવાન રાજા પૃથ્વીરાજ ચોહાણ સાથે થયું હતું; છતાં ગુજરાતના રાજા ભોળાભીમદેવે એ કન્યાનું સગપણ પોતાની સાથે કરવા માગણી કરી. આથી આબુના રાજાએ એ કન્યાને, પૃથ્વીરાજનો બાપ **સોમેશ્વર**, જે અજમેરનો રાજા હતો, તેને ત્યાં એકદમ પરણાવવા મોકલી દીધી. પૃથ્વીરાજને મોસાળ તરફથી દિલ્હીની ગાદી મળી હતી, તેથી તે ત્યાં રહેતો

૪ ભીમ ભલો, ઉતાવળીઓ, અને લાંબો વિચાર નહિ કરી શકે એવો હોવાથી તેને **ભોળોભીમ** કહેતા. તે લડવામાં બહાદુર હતો, પણ તેનામાં ડહાપણની ખામી હતી તેથી તે તરત વગર વિચારે આબુના પરમાર ઉપર હુમલો કરવા ચાલ્યો. પછી ત્યાંના રાજાને હરાવી તે અજમેર ગયો. અજમેરમાં સોમેશ્વર સાથે ભારે યુદ્ધ થયું, તેમાં સોમેશ્વર મરાયો, અને ભીમ ફૂલાઈને પાટણ પાછો આવ્યો.§

૫ બાપનું મરણ સાંભળી પૃથ્વીરાજના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે ઉતાવળે લશ્કર એકઠું કર્યું. અને પછી ગુજરાત જી-તવા ચાલ્યો. સાબરમતી નદીના કાંઠા ઉપર પૃથ્વીરાજ અને ભો-ળાભીમ વચ્ચે જબરૂં યુદ્ધ ચાલ્યું. બંને તરફના હજારો યોદ્ધા મરાવાથી સાબરમતીનું પાણી લોહીથી ભરાઈ ગયું ! અંતે પૃથ્વી-રાજ જીત્યો, અને ભોળોભીમ હારી નાસી ગયો.

૬ કનોજનો રાજા જયચંદ્ર અને પૃથ્વીરાજ, એ બંને માશીના દીકરા ભાઈ હતા. તેમાંથી દિલ્હીના રાજાએ પોતાના રા-જ્યના ભાગ ન પાડતાં પોતાના ભાણેજ પૃથ્વીરાજને બધું રાજ્ય આપ્યું. જેથી જયચંદ્ર અર્ધો ભાગ લેવા માટે પૃથ્વીરાજ સાથે લડાઈ કરતો હતો. એવામાં જયચંદ્રની ખૂબસુરત કુંવરી **સંયોગતા,** પૃથ્વીરાજ બહાદુર સાથે પરણવા ઇચ્છા રાખતી હતી, તેને તે છાનો માનો ઉપાડી ગયો, તેથી વેરમાં વધારો થયો,

---

§ એ સમયમાં લડાઇનાં હથિયારો તરવાર, તીર, બરછી, ભાલાં, કુંત, ફરસી, તોમર, ત્રિશુલ, હળ, વગેરે હતાં. એ સિવાય મુઠી, કોદાળી, ગદા, કટારી, લાકડી વગેરેનો પણ ઉપયોગ થતો.

અને એ બંને રાજાઓ માંહોમાંહે લડી નબળા પડયા. વળી કાંઈ ન ચાલ્યું ત્યારે જયચંદ્ર ટુંક બુદ્ધિથી દેશની ખરાબી કરવા શાહબુદ્દીન જેવા દુસ્મનને મળી ગયો.

૭ આ બધો લાગ જોઈ ગીજનીનો શાહબુદ્દીન બાદશાહ હિંદ ઉપર ચડી આવ્યો. એક વાર તો પૃથ્વીરાજે તેને સખત હાર ખવરાવી હાંકી કાઢયો; પણ બીજી વાર **પાણીપતના** મેદાનમાં ( જ્યાં પાંડવ કૌરવનાં લાખો માણસ કપાઇ મુઆં હતાં, ત્યાં ) જબરૂં યુદ્ધ થયું. તેમાં પૃથ્વીરાજનું લશ્કર કપાઈ ગયું, તેનો બનેવી ઉદેપુરનો શૂરવીર રાણો સમરસિંહ મરાયો, અને પૃથ્વીરાજ કેદ પકડાઇ માર્યો ગયો.

૮ આ વખતે ગુજરાતના તથા કનોજના રાજાએ પૃથ્વીરાજને મદદ કરી હોત, તો દિલ્હીની ગાદી મુસલમાનોના હાથમાં જાત નહિ પણ ઉપર કહેલાં કારણને લીધે તેમણે હિંદુ રાજ્યોનું અભિમાન છોડી દઈ કાંઇ મદદ કરી નહિ, તેથી તેનાં કડવાં ફળ તેમને પણ ચાખવાં પડયાં. એક પછી એક અજમેર તથા કનોજનાં રાજય, એકલા પડી ગયેલા રાજાઓ પાસેથી શાહબુદ્દીને જીતી લીધાં, અને તેના સરદાર કુતબુદ્દીને ઘાયલ થઇને પણ ગુજરાત જીતી લીધું, પરંતુ ગુજરાતનું રાજય, ઝાઝા વખત સુધી મુસલમાનોના હાથમાં રહ્યું નહિ. કેમકે શાહબુદ્દીન ગુજરી જવાથી કુતબુદ્દીન, દિલ્હીમાં રોકાઇ રહ્યો, અને તે આ તરફ ન આવવાથી રજપૂતોએ ગુજરાત પાછું હાથ કર્યું.

---

# (૧૭) વાઘેલા રાજા અને વાણિયા પ્રધાન.



૧ સોળંકી વંશના રાજા નબળા પડી જવાથી તેમની **વાઘેલા** નામની શાખા જોરપર આવી. ભોળાભીમના પ્રધાન લવણપ્રસાદના બાપને કુમારપાળે **વાઘેલ** ગામની જાગીર આપી હતી, તે ઉપરથી તેના વંશવાળા **વાઘેલા** રજપૂત કહેવાયા.÷ ભીમદેવના મરણ પછી લવણપ્રસાદ તથા તેના શૂરવીર કુંવર **વીરધવળે** ધોળકા જીતી લઇ ત્યાં પોતાની ગાદી કરી હતી, અને પોતાના પ્રધાનની જગાએ **વસ્તુપાળ** તથા **તેજપાળ** નામે જૈન ધર્મી પોરવાડ વાણિયા નીમ્યા હતા.

૨ વસ્તુપાળ તથા તેજપાળ એ બંને ભાઇ, હાલના વાણિયા જેવા "લોહી દેખીને મૂર્છા પામે," કે "ભડાકો સાંભળી ભડકે," તેવા બ્હીકણ નહોતા; પણ બુદ્ધિમાન અને લડવામાં બહાદુર હતા. તેમણે ખંભાત, ગોધરા, સૌરાષ્ટ્ર વગેરે જીતી આપી વાઘેલા રાજાઓના મુલકમાં ઘણો વધારો કર્યો. એ બંને ભાઇ, રાજાના પ્રધાન કરતાં સુંદર જૈન દેવળ બંધાવનાર તરીકે ગુજરાતમાં વધારે પ્રખ્યાત છે. ગીરનાર આબુ અને શેત્રુંજા ઉપર તેમણે કરોડો રૂપીઆ ખર્ચી શોભાયમાન જૈન દહેરાં બંધાવ્યાં છે. તથા એ સિવાય કૂવા, વાવ, તળાવ બંધાવવામાં પણ ઘણા પૈસા ખરચ્યા હતા. ( વિશેષ હકીકત માટે પાંચમી ચોપડીનો પાઠ ૮૯ વાંચો.)

૩ વીરધવળે પોતાના રાજ્યમાં ઘણો વધારો કર્યો, પણ

---

÷ લવણપ્રસાદનો બાપ અર્ણોરાજ, કુમારપાળનો મશિઆઇ ભાઇ થાય.

તે ગુજરાતના રાજા તરીકે મનાયો નહોતો તે, મુલક જીતવાની સાથે રૈયતને સુખ આપવામાં પણ ઘણી કાળજી રાખતો હતો. તેને બે દીકરા હતા, તેમાં મોટા કુંવર વીરમદેવના ચઢાઊ સ્વભાવને લીધે તેની સાથે બનતું નહિ, તેથી તેને વીરમગામમાં રાખ્યો હતો. બીજા કુંવર **વીશળદેવ** ઉપર તેની પ્રીતિ હતી, તેથી પોતાની પછી તેને ગાદી મળે એવી ગોઠવણ કરી હતી.

૪ વીરધવળ ગુજરી ગયો ત્યારે મોટા કુંવર વીરમદેવ ગાદી લેવા માટે આવ્યો, પણ વસ્તુપાળે તેને હરાવી મારી નાંખ્યો, અને વિશળદેવ નિરાંતે ગાદીએ બેઠો. પણ એણે પોતાના ભાઈ તરફની મોટી બીક મટ્યા પછી પોતાના બાપદાદાના વખતના ડાહ્યા તથા શૂરા વાણિયા પ્રધાનોને રજા આપી, એક બ્રાહ્મણને કારભારી બનાવ્યો.

૫ અણહિલપુર પાટણ તરફ આપણે એકવાર ફરીથી નજર કરીએ. ભોળાભીમ પછી ત્યાં ત્રિભુવનપાળ નામે નબળો રાજા ગાદીએ બેઠો હતો. વાઘેલા રાજાઓએ તેનો ઘણો મુલક જીતી લેવાથી તેના રાજની હદ ઘણી ટૂંકી થઈ ગઈ હતી અને તે ગુજરાતનો નામનો મહારાજા કહેવાતો હતો, કેમકે આખા ગુજરાત ઉપર તેનો હુકમ ચાલતો નહોતો.

૬ શૂરવીર વીશળદેવ રાજાએ ગુજરાત ઉપર ચડાઈ કરી ત્યાંના નબળા રાજા ત્રિભુવનપાળને ઉઠાડી મૂક્યો, અને પોતે અણહિલપુરની ગાદીએ બેશી ગુજરાતના મહારાજનું પદ ધારણ કર્યું. તેણે પોતાના રાજ્યનો સારો બંદોબસ્ત કરી ગુજરાતના મહારાજાનું પદ જાળવી રાખ્યું. એણે વીસનગર તથા ડભોઈના કિલ્લા બંધાવ્યા. સોળંકી વંશ ત્રણુસેં વરસ ચાલ્યો, ને તેમાં ૧૨ રાજા થયા. વીશળદેવને વાઘેલા વંશનો પહેલો રાજા ગણવામાં આવે છે.

# (૧૮) કરણઘેલો.

૧ દિલ્લી, કનોજ, અને અજમેરમાં રજપૂત વંશની આખર આવી ગયાની અને ત્યાં મુસલમાની રાજ્ય સ્થાપન થયાની વાત, આગળ આપણે કહી ગયા.

૨ ગુજરાતનું રાજ્ય હિંદુસ્તાનને સીમાડેથી જરા દૂર હોવાથી ત્યાં હજી મુસલમાની રાજ્ય થયું નહોતું. પણ હવે એ નજીક આવેલા શત્રુઓ કોઇવાર આપણને મારી પાડશે, માટે લશ્કર વગેરેની બરાબર તૈયારી રાખી ચેતતા રહેવું જોઇએ, એવો વિચાર મોજ શોખમાં પડેલા વાઘેલા રાજાઓ તથા તેમના કારભારીઓએ કર્યો નહિ.

૩ વાઘેલા વંશનો અને ગુજરાતનો સૌથી છેલ્લો રાજા **કરણઘેલો** લડવામાં બહાદુર પણ દુર્ગુણી હતો. તેને **માધવ** નામે નાગર ( બ્રાહ્મણ ) કારભારી હતો. એ માધવે બંધાવેલી વાવ હજી વઢવાણ શહેરમાં " માધાવાવ " ને નામે ઓળખાય છે. એની સ્ત્રી બહુ રૂપાળી હતી. કરણ રાજાએ માધવને પરગામ મોકલી તેના નાના ભાઇ કેશવને મારી માધવની સ્ત્રીને બળાત્કારે પોતાના દરબારમાં આણી. એથી માધવે આ ભારે અપમાનનું વેર લેવાનો વિચાર કરી પાટણ છોડયું.÷

÷ માધવના ગુસ્સા વિષે એક વાત ચાલે છે કે, એકવાર રસ્તે ચાલતાં તેનું ધોતિયું, એક કાંટાળા છોડને ભરાઇ જરા ફાટયું, તેથી માધવે ઘેર જઇ કોદાળી લાવી તે છોડ મૂળમાંથી ખોદી કાઢયો, ત્યારે તે જંપ્યો !

૪ રાજાએ પ્રજાનું રક્ષણ કરવું જોઇએ, અને પ્રજાની વહુ દીકરીઓને પોતાની દીકરી જેવી ગણવી જોઇએ. કરણ રાજાએ પોતાનો એ ધર્મ બરાબર પાળ્યો નહિ, તેથી તેનો નાશ થયો.

૫ પછી માધવ દિલ્હી ગયો, અને ત્યાંના બાદશાહ "અલાઉદ્દીન ખૂની"* જે, મુલક જીતવા બહુ હોંસીલો હતો, તેને મોટી ભેટ આપી ગુજરાત ઉપર હલ્લો કરવાને સમજાવ્યો. પરધર્મી અને પરદેશી રાજાને આ પ્રમાણે સ્વદેશનો નાશ કરવાનું સમજાવવામાં માધવે બહુ મોટી ભૂલ કરી. એ ખરાબ ઉપાય સિવાય બીજી રીતે તે રાજાને વશ કરી વૈર વાળી શકત.

---

## (૧૯) ગુજરાતના રજપૂત રાજ્યનો અંત.

### ( જૂલમ ત્રાસનું રાજ્ય. )

૧ અલાદિયા ખૂનીએ પોતાના ભાઈ અલફખાન અને વજીર નસરતખાનને મોટું લશ્કર આપી માધવની સાથે ગુજરાત ઉપર ચડાઇ કરવા મોકલ્યા, અને માધવને ગુજરાતનો પ્રધાન બનાવ્યો. આ મોટા લશ્કરે કરણ ઘેલાને હરાવ્યો, દેશને લૂટી ઉજડ કર્યો, ગામો બાળી મૂક્યાં, લોકોનાં ઘરબાર લૂટી લીધાં.

---

* એણે પોતાના કાકા વગેરેનાં ખૂન કરીને દિલ્હીની ગાદી લીધી હતી; તથા હિંદુઓનાં દેવળ તોડી તેમને મુસલમાન બનાવવા ભારે જૂલમ કર્યા હતા, તેથી ગુજરાતના લોકો તેને "અલાદિયો ખૂની" એ નામથી ઓળખે છે.

હિંદુ દેવળ તોડી પાડયાં, કેટલાક લોકોને ગુલામ બનાવ્યા, કેટલાક લોકોને મારીને મુસલમાન કર્યા, અને કેટલાકની વહુ દીકરીઓને ઉપાડી ગયા.*

૨ ગુજરાતમાંથી રજપૂત રાજ્ય હમેશને માટે વિદાય થયું. ગુજરાતનો છેલ્લો રાજા પોતાની **દેવળદેવી** નામે નાની કુંવરીને સાથે લઈ દક્ષિણમાં નાસી ગયો, અને પોતાનાં પાપનાં ફળ ભોગવી રખડી રવડીને કેટલાંક વર્ષ પછી મરણ પામ્યો.

૩ અલાઉદ્દીન બાદશાહે ગુજરાતની સૂબાગીરી અલફખાનને આપી. તેણે કરણ રાજાની ખૂબસુરત રાણી **કમળાદેવીને** પકડી દિલ્હી મોકલી દીધી, અને ત્યાં ગયા પછી બાદશાહે તેને પોતાની બેગમ કરીને રાખી. કેટલોક વખત ગયા પછી કમળાદેવીએ કહેવરાવવાથી તેણે કરણ સામે લડી દેવળદેવીને પણ દિલ્હી મોકલી દીધી. અલાઉદ્દીને તેને પોતાના પાટવી શાહજાદાની હુરમ બનાવી. જે મા દીકરી, મુસલમાનોને હાથ ન જવા થોડા વખત ઉપર શુર દેખાડતાં હતાં; તે હવે પોતાનું તથા કરણનું સર્વ દુઃખ

---

* એ સમયનું એક વિદ્વાન વર્ણન કરેછે કે:—

"સન તેરસેં પૂરા માંય, થયા હિંદૂ પૂરા,
પડ્યું પાટણ વરત્યો ત્રાહ્ય !, ધિઃક નાગર નગુરા !
પેઠા મુલકમાં મૂસલમાન, "મારૂં મારૂં" કરતા,
લૂટે ઝૂટે વટાળે લે જાન, વહુ દિકરી હરતા.
લડ્યા પડ્યા હજારો શૂર, ભલે મારિયે મરિયે,
વહ્યું લોહી જેમ જલપૂર, ડુબ્યો દેશ તે દરિયે !
એ દિવસ થકી પરતંત્ર થયા, લાગી ખાંપણુરે !
એ આગે હતા સ્વતંત્ર, હિંદુ સૌ આપણુરે ! ન. લ

ભૂલી જઈ બાદશાહ જનાનખાનામાં માનીતી બેગમો બન્યાં ! કાળની ગતિ વિચિત્ર છે.[1]

૪ અલફખાન અને તેની પછી દિલ્હીથી આવેલા કેટલાક સૂબાઓના વખતમાં આવા જૂલમ ત્રાસના બનાવો બનતાજ રહ્યા. એ વખતે રૈયતના જાન માલની સલામતી નહોતી. રક્ષણ કરનારાજ રૈયતના માલનું ભક્ષણ કરી જતા. આવા અંધેર તથા મારા મારીના વખતમાં દેશમાંના ઉદ્યોગ, વેપાર અને વિદ્યા વગેરેની પૂરી પડતી થઈ. પોતાનો ઓળખીતો સૂબો અલફખાન બદલાયા પછી માધવની પણ માઠી દશા થઈ, અને પોતાના દેશની તથા પોતાની ખરાબીનું કારણ તે પોતેજ છે, એવું જાણી ઘણો પસ્તાયો ![2] પણ હવે શું વળે? દુઃખી હાલતમાં તે મરણ પામ્યો.

૫ જો આપણે કોઈ એ કાળમાં જન્મ્યા હોત, તો આપણને એ વખતના જૂલમનો ખરેખરો વિચાર મગજમાં તરત આવત. માયાળુ ઇંગ્રેજ સરકારના શીતળ છત્ર નીચે આપણે જે હાલ સલાહ શાન્તિ ભોગવીએ છીએ, અને સુખનો લ્હાવો લઇએ છીએ તેવા વખતમાં એ દુઃખ કેવું હતું, તે સમજી શકાય તેમ નથી. શાણી સરકારનું રાજ્ય આપણા પર કાયમ રહો, કે હવે પછી પણ ભવિષ્યમાં ગુજરાતને એવું દુઃખ જોવાનો વખત આવે નહિ.

---

૧ એક કવિ કહેછે કે—

વિદ્યા, વનિતા, વેલિ, નૃપ, જુએ નહીં કુળ જાત,
જે જેની પાસે વસે, તે સાથે લપટાત.

૨ જે મતિ પાછળ ઉપજે, તે મતિ પે'લી હોય,
કામ ન બગડે આપણું, લોક હસે નહિ કોય.

૬ ચાવડા વંશ બસેં વરસ ટક્યો. ગુજરાતમાં આવેલા માણસા તથા વરસોડાના ઠાકોર ચાવડા વંશના છે. સોલંકી વંશ ત્રણસેં વરસ ચાલ્યો. લુણાવાડાના મહારાજા સોલંકી વંશના છે. અને વાઘેલા વંશ સાઠ વરસ સુધી ચાલ્યો. ગુજરાતમાં આવેલા પેથાપુર, લિંબોદરા, કોઠ, ગાંગડ અને સાણંદના ઠાકોરો વાઘેલા વંશના છે. આ ત્રણે રજપૂત વંશની તથા તે પછી સો વરસ સુધી દિલ્હીથી આવેલા સૂબાઓની રાજધાની અણહિલપુર પાટણમાં હતી.

૭ અંતે ઈ. સ. ૧૪૦૩ માં દિલ્હીના બાદશાહોના અંધેર વખતમાં ગુજરાતના મુસલમાન સૂબાએ દિલ્હીના પાદશાહની તાબેદારી છોડી દીધી, અને તેણે ગુજરાતના સ્વતંત્ર બાદશાહનું પદ ધારણ કર્યું.

## (૨૦) અમદાવાદનું વસવું.

---

૧ આપણે હાલ જે અમદાવાદ શહેર જોઇએ છિયે, ત્યાં પાંચસેં વરસ પહેલાં સાબરમતીને કાંઠે ખેતરો આવી રહેલાં હતાં, અને એ ખેતરો અશાળવા (અસારવા) ગામના ખેડૂતો ખેડતા હતા.

૨ ગુજરાતનો ત્રીજો સ્વતંત્ર પાદશાહ **અહમદશાહ** એકવાર તે તરફ શિકારે આવ્યો હતો, ત્યારે સાબરમતીની ભેખડમાંથી નીકળેલો એક સસલો તેના શિકારી કૂતરાની સામે થયો, એ જોઇને બાદશાહ અચરજ પામ્યો, અને બોલી ઉઠયો, કે જે

જગામાં સસલાં આવાં બળવાન પેદા થાયછે, ત્યાં માણસો કેવાં બળવાન પેદા થઈ શકે ?

૩ બધો વિચાર કરીને અહમદશાહે અસારવાના રાજા આશા ભીલને હરાવી સાબરમતીને કાંઠે એક જબરૂં શહેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી. ઇ. સ. ૧૪૧૨. આ શહેરને હાલ અહમદાબાદ કે **અમદાવાદ** કહેવામાં આવે છે. પાટણથી ગાદી ફેરવીને અમદાવાદમાં સ્થાપવાથી પાટણનાં જૂનાં મકાનો તથા દેવળો તોડી તેના પત્થરો વડે બાદશાહે અમદાવાદમાં કેટલાંક મકાન બંધાવ્યાં, અને તેને એક શોભાયમાન શહેર બનાવ્યું. આ શહેરના વસવા વિષે લોકોમાં હજી એક કહેવત બોલાય છે કે—"જબ કુત્તે પર સસ્સા આયા, તબ બાદશાહને શહેર બસાયા." શરૂઆતમાં એ શહેર ઘણું મોટું અને પૈસે ટકે આબાદ હતું. પણ વચમાં નબળા પાદશાહો તથા મરાઠા રાજાઓના વખતમાં નબળી હાલતમાં આવી ગયું હતું; તે આશરે સો વરસ થયાં અંગ્રેજ સરકારના તાબામાં આવતાં દહાડે દહાડે વસ્તી, વેપાર વગેરેથી વધતું જાયછે. હાલ એ ગુજરાતમાં સૌથી મોટું છે.

૪ અહમદશાહ ધર્માન્ધ બાદશાહ હતો. તેણે હિંદુઓને જોર જૂલમથી મુસલમાન કરવા માંડયા તથા તે દેવળો તોડવા મંડયો, તેથી દેશમાં ઠેકાણે ઠેકાણે બંડ ઉઠયાં. એણે ઈડરના રાજાને દાબમાં રાખવા માટે હાથમતી નદીને કાંઠે અહમદનગરનો કિલ્લો બાંધ્યો હતો. એ કિલ્લાને હાલ **અમનગર** કહેછે, અને તે ઇડરને તાબે છે. આ જોરાવર પાદશાહે માળવા તથા દક્ષિણના પાદશાહોને હરાવ્યા અને કેટલાક રજપૂત રાજાઓ પાસેથી ખંડણી લીધી

પણ રજપૂતોની કન્યા બળાત્કારે પરણવાથી ઘણા ગરાશિયા બહારવટે નીકળી પડયા, અને તેથી દેશમાં બરાબર શાન્તિ રહી નહિ.

૫ આ બાદશાહ. રૈયતને વાજબી ઈન્સાફ આપવા ઘણી કાળજી રાખતો. એક વાર તેના જમાઇએ કોઇનું ખૂન કર્યું તે પરથી કાજીએ (ઈન્સાફ કરનારે) તેનો ૨૨ સોના મહોર દંડ કરીને તે, મરનારનાં સગાંને અપાવી સમાધાન કર્યું. પણ જ્યારે એ વાત અહમદશાહના જાણુવામાં આવી, ત્યારે તેણે કહ્યું કે, આવા ઈન્સાફથી તો પૈસાદાર લોકો સહેજમાં ખુન કરી નાંખે, ને ગરીબો માર્યા જાય. પછી પોતાનો જમાઈ પૂરેપૂરો ગુન્હેગાર હતો, તેથી બાદશાહે તેને પોતાના મહેલની સામેજ ફાંસી દઈ મારી નંખાવ્યો !

૬ એકવાર અહમદશાહ, સાબરમતી નદીને કાંઠે આવેલા પોતાના મહેલના ઝરૂખામાં બેઠો હતો, તેવામાં વેગળેથી કોઈ કાળી વસ્તુ નદીના પ્રવાહમાં અથડાતી તણાતી તેના જોવામાં આવી. તુરત તેણે સિપાઇઓને હુકમ કરી તે વસ્તુને કાંઠે ખેંચી કઢાવી. તો તે એક માટીની બરણી હતી, ને તેમાં કોઇ માણસનું તાજું મડદું દાબી દીધેલું જણાયું. પછી બાદશાહે, શહેરના તમામ કુંભારને તેડાવ્યા, ને પડપૂછ કરવા માંડી, તો જણાયું કે, એ બરણી, પાસેના ગામડાના એક મુખી ( પોલીસ પટેલ ) ને એક કુંભારે વેચાતી આપી હતી. પછી નદી કાંઠે આવેલા નજીકના ગામના મુખીને પકડી મંગાવી તપાસ કરતાં, તેણે કોઇ વેપારીનું ખૂન કરી પોતાનો ગુન્હો છૂપાવવા મુડદાને બરણીમાં ઘાલી તે નદીમાં તણાતી મૂકી હતી, એમ સાબિત થયું. એથી બાદશાહે તેને ફાંસી દેવરાવી મારી નંખાવ્યો. આવી સખત દેખ-

રેખ અને અદલ ઇન્સાફથી તેના રાજ્યમાં ગુન્હા ઓછા થઇ ગયા હતા.

## [૨૧] મહમૂદ બેગડો.

૧. તમારામાંથી કોઇએ અમદાવાદ જોયું છે? ત્યાં દાદા હરિની વાવ, શાહઆલમનો રોજો, સરખેજનો રોજો, ભદ્રનો કિલ્લો, વગેરે જગાઓ જોવા લાયક છે. આવાં સુંદર મકાનો ક્યારે અને કોણે બંધાવ્યાં હશે, એ પૂછવાનું તરત તમને મન થશે.

૨. ગુજરાતના હિંદુ રાજાઓમાં સિદ્ધરાજ ઘણો પ્રખ્યાત અને લોકપ્રિય રાજા થઇ ગયો છે, એ વાત તમે આગળ જાણી ગયા છો. ગુજરાતના મુસલમાન બાદશાહોમાં **મહમદ બેગડો** પણ એવી રીતે પ્રખ્યાત થઇ ગયો છે. એ સિદ્ધરાજના જેવો મકાનો બંધાવનાર, બળવાન, ઈન્સાફી, અને રૈયતને સુખી કરવાની કાળજી રાખનારો હતો. ૧૪ વરસની નાની ઉમ્મરે તે ગાદીએ બેઠો હતો.

૩. ગાદીએ બેઠા પછી તેના એક માનીતા વજીર સામે કેટલાક અમીરોએ બંડ ઉઠાવ્યું; ત્યારે બીજાઓએ તેને રાજમહેલમાં ભરાઈ જવાની સલાહ આપી, પણ નાની ઉમ્મરના બહાદુર બાદશાહને એ શીખામણ ઠીક લાગી નહિ. તે મહેલના દરવાજા ઉઘડાવી એકદમ સામો થયો, અને બંડ બેસાડી દીધું. શરૂઆતની આવી હિંમતથી બધા ઉપર તેનો સારો દાબ બેસી ગયો.

૪. એણે **ચાંપાનેર** તથા **જૂનાગઢના** બે પ્રખ્યાત ગઢ

જીત્યા તેથી તે **બેગડા** કહેવાયો.[1] ચાંપાનેરનો કિલ્લો ગુજરાતની પૂર્વ તરફ આવેલા પાવાગઢના ડુંગરની તળેટીમાં આવેલો હતો, અને પાછળ કહેવા પ્રમાણે એ વનરાજના પ્રધાન ચાંપાએ બંધાવ્યો હતો. તેને દોઢ વરસ સુધી ઘેરો ઘાલી ત્યાંના રાજા **પતાઇરાવળ**[2]ને પકડયો અને કિલ્લો જીતી લીધો. એ પતાઇરાવળના વંશજો હાલ દેવગઢ બારીઆ તથા છોટા ઉદેપુરમાં રાજ્ય કરે છે. જૂનાગઢનો કિલ્લો તો એણે આ પહેલાં દશ વર્ષ અગાઉ જીતી લીધો હતો.

૫. એણે કચ્છ, સિંધ તથા ઓખામંડળ જીતી લીધાં, વહાણ લૂંટનાર ચાંચીઆ લોકો તથા ફીરંગીઓને દરીઆની લડાઇમાં હરાવ્યા, અને શીરોહી તથા ઇડરના રાજાઓ પાસેથી ખંડણી લીધી એમ આ બાદશાહે બધી તરફ સારી જીત મેળવી.

---

૧ કેટલાક કહેછે કે, તેની મૂછો બળદનાં શીંગડાની પેઠે ઉંચી વળેલી હતી ને હિંદી ભાષામાં તેવા બળદને "બેગડા" કહેછે, તેથી તે બેગડો કહેવાયો.

૨ પતાઇરાવળના નાશ વિષે ભાટ લોકો કહે છે કેઃ—પાવાગઢને મથાળે વસેલાં કાળિકા માતા એકવાર નવરાત્રિમાં ગરબા ગાવા મનુષ્ય રૂપે ફરતાં હતાં, ત્યારે રાજાએ ખરાબ નજર કરવાથી માતાજીએ શાપ દીધો, તેથી તેનું રાજ નાશ પામ્યું. "માજી તું પાવાની પટરાણી, ભવાનીમા કાળકારે લોલ; માજી તારે ડુંગરડે ચડવુંરે, અતીઘણું દોહલુંરે લોલ; ફટ ફટ પાવાના રાજન કે પાવો તારા પાપે જશેરે લોલ." એ ગરબામાં એ વાત આવે છે. મહમૂદ, ચાંપાનેરને મહેમદાવાદ કહેતો.

૬. એકવાર તે વાત્રક નદીને કાંઠે શિકારે ગયો હતો, ત્યાં સુંદર જગા જોઇ તેણે પોતાના નામ ઉપરથી **મહેમદાવાદ** નામે શહેર વસાવ્યું. એની પાસે ભમરીઓ* કૂવો તથા નદી કાંઠે આવેલા રોજા જોવા લાયક છે. મહમૂદ, એ શહેરમાં અમદાવાદથી ઘણીવાર આવતો. અમદાવાદના શેખ ગંજબક્ષ અમીરનો રોજો અમદાવાદની પાસે આવેલા સરખેજ ગામમાં છે, ત્યાં મહમૂદ બેગડો વારંવાર જતો. એ રોજાની પાસે તેણે બીજાં સુંદર મકાન બંધાવ્યાં તથા પોતાને માટે પણ ત્યાં રોજો બંધાવ્યો. એ બાદશાહ ગુજરી ગયો, ત્યારે તેને એ સરખેજના રોજામાં દાટવામાં આવ્યો હતો. પાછળથી તેના દીકરા તથા તેની બેગમ રાજબાઇની કબર પણ ત્યાંજ બંધાવવામાં આવી હતી. આ સઘળાં મકાન જોવા જેવાં છે.

૭. મહમૂદ બેગડાને બાદશાહી ઠાઠમાઠ બહુ વહાલો હતો. દરરોજ સવારે ઉઠતાં તથા બપોરે જમતી વેળા તેને પચાસ હાથી સલામી આપવા આવતા હતા. તે જમવા બેસતો ત્યારે જુદી જુદી જાતનાં વાજાં વાગી રહેતાં. તેને આંબા, રાયણ, જાંબુ વગેરે ફળાઉ ઝાડો રોપાવવાનો ઘણો શોખ હતો. આજે પણ અમદાવાદની પાસે ઝાડની ઘટા તથા અમરાઈનું નાનકડું વન તેના એ શોખને લીધે હયાત છે. તેને વાજીંત્રનો, ઈમારતો બંધાવવાનો, તથા બીજી કારીગરીનો શોખ હોવાથી દેશ પરદેશથી ઘણા કારીગરો આવી અમદાવાદમાં વસ્યા હતા.

---

* એ કૂવાને ફરતાં ભોંયરાં છે, તેમાં થઇને ચક્કર ખાતાં ખાતાં ઠેઠ કૂવામાં ઉતરી શકાય છે, માટે તેને ભમરીઓ કૂવો કહેછે.

૮. બાદશાહનો શોખ જોઇને એના કેટલાક અમીરોએ પણ અમદાવાદમાં રોનકદાર મકાનો બંધાવી શોભા વધારી હતી. એના દરબારમાં રહેતી **હરી** નામની બાઇએ દાદાહરીની વાવ બંધાવી હતી. એના ગુરુ શાહઆલમનો રોજો તાજખાન નામના એક ઉમરાવે બંધાવ્યો હતો. અડાળજ ગામની પ્રખ્યાત વાવ પણ એના વખતમાં બંધાઈ હતી. આ બાદશાહ બાવન વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૫૧૧ માં ગુજરી ગયો.

૯. આ બાદશાહ ખોરાકમાં **ભીમસેન** જેવો હતો ! એવું કહેવાય છે, કે દરરોજ એક મણ ખોરાક એને માટે ખાસ તૈ-યાર થતો ! પાંચ શેરની ખીચડી એક ટંકે ખાઇ જતો ! રાત્રે પણ તેના પલંગ પાસે ખાવાનું ઢાંકી રાખવું પડતું ! તે શરીરે ઘણો જબરો ને જોરાવર હતો.[1]

૧૦. મહમૂદ બેગડા પછી તેનો શાહજાદો મુજફ્ફરશાહ બીજો ગાદીએ બેઠો હતો. તે પણ ભલો અને ડાહ્યો બાદશાહ હતો. એક વાર ઝાલાવાડના લોકો, સરકારી ખેડાણ જમીન ઘણી વધી જવાથી ગૌચર ઘટી પડતાં બાદશાહ પાસે ફર્યાદ કરવા આવ્યા. ત્યારે મુજફ્ફરશાહે તરત હુકમ કર્યો, કે ખેડાણ જમીન ઓછી કરી ગૌચર વધારવું. એથી રાજ્યની ઉપજમાં નુકસાન થયું. પણ તેણે પોતાનો હુકમ ફેરવ્યો નહિ.

---

૧ "થયો મહમદ બેગડો એક, છેક મહા મોટો
બાંધ્યા મસિદ મિનારા અનેક, શેર સણંગ કોટો,
હતો જબરદસ્ત મહા શૂર, મહા મોટો જંગી
ચઢી બ્હાણે લડી ચકચૂર, કર્યાં બહુ ફીરંગી." ન. લ.

૧૧. એ મુજફ્ફરશાહની ભલાઈ વિષે એક વાત ચાલે છે કે, એના રાજ્યની આખર વખતમાં એક વાર વરસાદે બહુ વાટ જોવરાવી, અને દુકાળ પડશે એવી બીક લાગી, ત્યારે આ પાદ્દશાહે પરમેશ્વરની સ્તુતિ કરી કે—"ઓ અલ્લા, રાજાનાં પાપને માટે તું આખા દેશને દુઃખી કરતો હોય, તો રાજાનો પ્રાણ લે, પણ દેશના ગરીબ લોકોને બચાવ." જોગ એવો બન્યો, કે ત્યાર પછી સારો વરસાદ વરસ્યો !

## (૨૨) જૂનાગઢનો રા, મંડળિક.

૧. જૂનાગઢનો કિલ્લો મહમૂદ બેગડાએ જીતી લીધાની વાત ઉપર આપણે કહી ગયા. ત્યાં એ વેળા રા ખેંગારના વંશનો રા મંડળિક નામે રાજા રાજ કરતો હતો. એણે શરૂઆતમાં સારી રીતે રાજ ચલાવ્યું, પણ પાછળથી તે મોજ શોખમાં પડી ખરાબ થયો.

૨ રાજાઓએ પોતાની રૈયતને છોકરાંની પેઠે ગણવી જોઇએ, અને જે એમ ન વરતે, તે આખરે દુઃખી થઈ રાજપાટ ખુએ છે, એ તમે કરણ વાઘેલાની વાતથી જાણી ગયા છો. મંડળિક રાજા પણ ગાદીએ બેઠા પછી કેટલાંક વરસ ઘણી સારી રીતે રાજ ચલાવી, પાછળથી રૈયતની વહુ દીકરીઓ ઉપર ખરાબ નજરે જોવા લાગ્યો, તેથી તેનું શૂરાતન નાશ પામી, તેનું રાજ્ય મુસલમાનોના હાથમાં ગયું.

૩ તે એકવાર પોતાના મુલકમાં ફરવા ગયો હતો, ત્યારે એક ચારણીઆણીનું રૂપ જોઈ મોહ પામ્યો. અને જ્યારે એ બાઈ, પોતાને ઘેર પધારેલા પોતાના માવતર જેવા રાજાને, રીત પ્રમાણે વધાવવા (ચાંલ્લો કરવા) આવી, ત્યારે રાજા તેને પોતાના ઓવારણાં નહિ લેવા દેતાં બીજી તરફ ફરી ગયો. જેને પોતાની સ્ત્રી બનાવવા ચાહતો હોય, તેને ઓવારણાં કેમ લેવા દે ? આથી એ બાઇની પવિત્ર સાસુ **નાગબાઇને** ઘણો ગુસ્સો ચડયો, અને તે બોલી ઉઠી કે, "રાજા ફરતો નથી પણ તેનો દિ (દિવસ, ભાગ્ય) ફરી બેઠો છે" એ વેળા મંડળિકને એ બાઇએ જે વચનો કહ્યાં હતાં, તે હજી કાઠિઆવાડમાં રાણકદેવીના દુહાની પેઠે ગવાય છે.*

૪ પછી મંડળિક પાછો જુનાગઢ ગયો, પણ તેણે ખ-

* ગઢ જૂનાની +પ્રોળ, દામોકુંડ દેખીશ નહીં; +(દરવાજો)
રતન પડશે રોળ, તે દી મું સંભારીશ મંડળીક. (૧)
જાશે રા, ની રીત, રાહ પણું રે'શે નહીં;
ભમતો માગીશ ભીખ, મું સંભારીશ મંડળીક (૨)
ભૂલ્યો રાજા ભીંત, નાગાઇને નમ્યો નહીં;
મંદિર ઠેકાણે મસીત, તે દી મું સંભારીશ મંડળીક. (૩)

(૨) મંડળિકના નાશ વિષે બીજી પણ એક વાત ચાલે છે કે તેના પ્રધાન વિશલ નામે વાણિઆની સ્ત્રી મનમોહનાને, તે દરબારમાં લઈ ગયો, તેથી વિશળે મહમૂદ બેગડાને તેડાવી તેનો નાશ કરાવ્યો.

(૩) નરસિંહ મહેતો નામે પ્રખ્યાત ભક્ત કવિ એના વખતમાં હતો, તેને પણ મંડળિકે દુઃખ દીધું હતું. એમ કહેવાય છે.

રાબ રસ્તે ચડી એશ આરામમાં પડી પડોશી મુસલમાન પાદશા-
હોના હુમલાની કાંઈ અગમચેતી રાખી નહિ; તેથી એ વખતના
ગુજરાતના બાદશાહ મહમૂદ બેગડાએ રા મંડળિક ઉપર એક પછી
એક એમ ત્રણ વાર ચડાઈ કરી તેને ઈ. સ. ૧૪૭૩ માં કેદ
કર્યો, અને મુસલમાન બનાવી અમદાવાદમાં રાખ્યો. એ પ્રમાણે
કરણઘેલાથી ગુજરાતના હિંદુ રાજ્યનો અંત આવ્યો હતો; તેમ
આ રાજાથી જુનાગઢના હિંદુ રાજ્યનો અંત આવ્યો. એ પછી
મહમૂદે જુનાગઢનું રાજ્ય ગુજરાતની બાદશાહી સાથે જોડી દઈ
ત્યાં પોતાના તરફનો એક અમલદાર નીમ્યો, અને ગીરનારની ત-
ડમાં મુસ્તફાબાદ નામે શહેર વસાવી તેમાં મુસલમાનોને વસાવ્યા.
એ મુસ્તફાબાદને હાલ જુનાગઢ કહે છે.

૫ મુસલમાન થયા પછી મહમૂદે મંડળિક રાજાનું નામ
"ખાનજહાન" પાડી તેને અમદાવાદમાં પોતાની પાસે રાખ્યો
હતો, તે ત્યાંજ મરણ પામ્યો. એની કબર માણેકચોકમાં કંદોઈ
ઓળની એક દુકાનમાં છે. એ મંડળિકના વંશજો હાલ જુનાગ-
ઢના મહાલ કેશોદ તથા ચોરવાડમાં માત્ર નાની નાની જાગીરો
ભોગવે છે, અને તેઓ "રાયજાદા" કહેવાય છે.

---

# (૨૩) અકબર બાદશાહ.



૧ તમે આપણા દેશમાં હાલ જે ટોપીવાળા સાહેબ લોકો જુઓ છો, તેઓ ક્યારે અને ક્યાંથી આવ્યા, તે તમારા જાણવામાં છે? તેઓ મહમૂદ બેગડાના વખતથી આપણા દેશમાં પાંચ હજાર ગાઉને છેટેથી દરીઓ ઓળંગી વેપારને માટે આવવા લાગ્યા હતા. હિંદુસ્તાનમાં ઘણો પૈસો છે, ને તે ઘણો રસાળ દેશ છે, એમ ઘણા દૂર દેશના લોકો પણ જાણતા હતા. પહેલ વહેલા આપણા દેશમાં પોર્ટુગીઝ લોકો વેપાર કરવા આવ્યા હતા એમને તે વખતે આપણે ફિરંગીના નામથી ઓળખતા.*

૨. એ ફિરંગી લોકોએ કાઠિયાવાડની દક્ષિણે આવેલું દીવબંદર પોતાને કબજે લીધું, એથી મહમૂદ બેગડા પછી થયેલો

* ગુજરાત પ્રથમથીજ પરદેશ સાથેના વેપાર માટે દરિયા કિનારાને લીધે પ્રસિદ્ધ છે. ભરૂચબંદરનો વેપાર અરબસ્તાન ઇરાન ને ઠેઠ મિસર સુધી ચાલતો. દશમા સૈકામાં ખંભાતમાં આરબ અને ઇરાની વેપારીઓ આવી વસ્યા હતા ને પોતાની મસીદો બાંધી હિંદુ રાજાના શિતળછત્ર નીચે આનંદમાં રહેતા.

ચોથો પાદશાહ **બહાદુરશાહ**, તેમને શિક્ષા કરવાને ચડયો, ને તેણે તેમને હરાવ્યા. પણ પાછળથી ફિરંગી લોકોએ વહાણપર ખાણું ખાવા બોલાવી કપટથી એ બાદશાહને ડૂબાવી મારી નાંખ્યો. એ બહાદુરશાહને દિલ્હીના બાદશાહ હુમાયુંએ ચાંપાનેર પાસે હરાવ્યો હતો.

૩ બહાદુરશાહ પછી ગુજરાતની ગાદીએ છેલ્લા ત્રણ નબળા પાદશાહ થયા, તેમાંના છેલ્લા પાદશાહની વાત જાણવા જેવી છે. એક હલકી વર્ણમાં જન્મેલા નથુ નામના છોકરાને, અમીર ઇતમાદખાંએ મહેલમાં લાવી, તે, મરનાર બાદશાહનો શાહજાદો છે, એમ કહી ગાદીએ બેસાડયો. પછી એને ત્રીજા મુજફ્ફરનું નામ આપવામાં આવ્યું. એ ગુજરાતનો છેલ્લો સ્વતંત્ર બાદશાહ હતો. આવા બાદશાહમાં રાજકારભાર ચલાવવાની આવડત ન હોય, એ દેખીતું છે. એના નબળા રાજ્યમાં જુદા જુદા અમીરો, ગુજરાતના જુદા જુદા ભાગ બથાવી પડયા. પછી ઇતમાદખાં અને બીજા અમીરો વચ્ચે કજીઓ થતાં તે દીલ્હીના બાદશાહને ગુજરાત જીતવાને તેડી લાવ્યો. એ વેળા દીલ્હીની ગાદી પર હુમાયું.નો દીકરો **મહાન અકબર** બાદશાહ હતો. એ ઘણો ડાહ્યો, રૈયતને સુખ દેવામાં કાળજી રાખનારો, અને ધર્મનો જૂલમ ન કરે તેવો પ્રજાને વહાલો બાદશાહ હતો. પોતાના રાજ્યને મજબૂત કરવા માટે એણે રજપૂત રાજાઓને મેળવી લીધા, અને તેમની કન્યાઓ પરણી તેમની સાથે સગપણથી જોડાયો હતો. હિંદુ-મુસલમાનને તે સગા ભાઈ જેવા ગણતો, તેથી એના વખતમાં હિંદુઓ

મોટા હોદ્દા મેળવીને પોતાના ઉપર એક હિંદુ રાજા હોય, એમ માનવા લાગ્યા.*

૪ પછી અકબર બાદશાહે અંધેર રાજકારભારનો લાભ લઈ ગુજરાત દેશ જીતી લીધો, અને તે, વીશ વર્ષ સુધી આવજા કરી ઘણી મહેનતે સઘળું અંધેર મટાડી શક્યો. આ બાદશાહ હિંદુસ્તાનમાં ઘણો વખણાય છે. એણે દેશમાં સલાહ શાન્તિ સ્થાપી.

૫ દરેક માણસને માથે મોતનો ભય છે, એ તમારા જાણવામાં છે. જન્મ થવો અને મરવું, એ નિયમ, નાના મોટા દરેક માણસને લાગુ પડે છે, પણ જેણે પોતાનું જીવતર સારાં કામ કરીને સફળ કર્યું, તેજ જીવ્યો ગણાય છે. અકબર બાદશાહ ૬૩ વરસની ઉમ્મરે લગભગ પચાસ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો, પણ તેનાં રૂડાં કામોથી તે હજી જીવતો રહેલો છે. તેણે પોતાના અમલદારોને વાજબી રસ્તે વર્ત્તવા માટે જે સખ્ત કાયદા બાંધ્યા હતા; તથા રૈયતના સુખને માટે સતીનો અટકાવ, બાળલગ્નનો અટકાવ, જમીન મપાવીને તેની વીઘોટી ઠરાવવાની રીત, હિંદુઓને મોટા હોદ્દા આપવાનો તથા તેમના ધર્મની વચ્ચે ન પડવાનો ધારો વગેરે જે નિયમ બાંધ્યા હતા, તેનાં હજી પણ ઘણાં

---

* " પેશવાઈ પહેલાં મુગલાઈ, ચાલતી ચોપાસે,
અહીં સ્થાપી અકબર શાહિ, બાંધી નીતિ પાસે,
નહિ જુલમ ન ઝાઝું દાણ, નહિ પક્ષા પક્ષી,
દીધું દેશીને માન સમાન, દેશાઈ ગિરિ બક્ષી.
ટકી બસેં વરસ મુગલાઈ તે આને યોગે.
જ્યારે રાજનીતિ બદલાઇ, પડી મરવા રોગે. ન. લ.

વખાણ થાય છે. તેની ઇન્સાફ કરવાની તથા જમીનના મહેસૂલની કેટલીક રીત અંગ્રેજ સરકારે પણ થોડો ફેરફાર કરીને ચાલુ રાખી છે.

૬ અકબરના વખતથી ગુજરાતની સ્વતંત્ર બાદશાહી બંધ પડી, અને એ દેશનો કારભાર ચલાવવાને અગાઉની પેઠે દિલ્હીથી સુબાઓ આવવા લાગ્યા. એ સુબાઓમાંના કેટલાંકે સારી રીતે રાજકારભાર ચલાવી રૈયતને સુખ દીધું; પણ જ્યારથી અકબરના ધર્માન્ધ વારસોએ ધર્મને બહાને હિંદુઓને હેરાન કરવાની ખરાબ રીત ચલાવવા માંડી, ત્યારથી ગુજરાતમાં પાછું અંધેર શરૂ થયું.

૭ અકબરના દીકરા **જહાંગીરને** અમદાવાદની હવા માફક આવતી નહોતી, તેથી તે અમદાવાદને "ગર્દાબાદ" (ધૂળનું શહેર) કે "બીમારીસ્તાન" (રોગનું ઠેકાણું) કહેતો. આ જહાંગીર બાદશાહની વહાલી બેગમ **નુરજહાને**, બાદશાહ ગુજરાતમાં રહ્યો હતો, ત્યારે થોડા માસ ગુજરાતની સુબાગીરી ભોગવી હતી. સ્ત્રી સૂબા તરીકે એ એકજ થઇ છે.

૮ અમદાવાદ સાબરમતી નદીને કાંઠે રેલ્વે પાસે આવેલો શાહી બાગ તમે કોઇએ જોયો છે ? એ બાગ જહાંગીર બાદશાહના શાહજાદા **શાહજહાને** પોતાની ગુજરાતની સૂબાગીરીના વખતમાં બંધાવ્યો હતો. અકબરની પછી ૧૫૦ વરસે ગુજરાતની મુગલાઇ સૂબાગીરીનો અંત આવ્યો, અને દક્ષિણના હિંદુ લોકો જેઓ **મરાઠા** કહેવાતા હતા, તેઓ ગુજરાતના ધણી થઇ પડ્યા.

# (૨૪) ગુજરાતમાં ગાયકવાડ.

૧ ગુજરાતમાં આવેલું વડોદરા શહેર તમારામાંના કેટલાકે જોયું હશે. વડોદરા, કડી, પાટણ, પેટલાદ, અમરેલી, દ્વારકાં વગેરે ગામો કોને તાબે છે તે તમે જાણોછો ? એ બધો મુલક ગાયકવાડ સરકારને તાબે છે. તેમણે એ ભાગો શી રીતે મેળવ્યા, તે આપણે જોઇએ.

૨ મહારાષ્ટ્ર નામે ગુજરાતની દક્ષિણે જે મુલક છે, ત્યાંથી આપણા દેશમાં ગાયકવાડના વડવાઓ આવેલા હતા હાલના મહારાજા સયાજીરાવ હોશિયાર અને કેળવણી પામેલા રાજા છે. તેમને તેમના વડવાઓનું રાજ શી રીતે મળ્યું છે, તે તમારા જાણવામાં છે ? તેમના વડવાઓની કેટલીક વાત કર્યા પછી તમને એ વાત કહીશું.

૩ ચડતી અને પડતી, એવો ફેરફાર દુનિયામાં થયાંજ કરેછે. સૂરજ સવારે ઉગેછે, બપોરે તપેછે અને સાંજે આથમે છે. આપણે બાળક હતા, જુવાન થયા અને ઘરડા ડોસા થઇશું. એવી રીતે રાજ્યોની હાલત પણ બદલાયા કરે છે. સારાં રાજ્યો લાંબો વખત ટકેછે. અકબર બાદશાહની ત્રીજી પેઢીએ થયેલા ઔરંગજેબ બાદશાહે હિંદુઓ ઉપર ઘણો જૂલમ કર્યો, તેથી હિંદુઓ તેની સામા થયા, અને રજપૂત રાજાઓ તેનાથી છૂટા પડી ગયા. દક્ષિણમાં એ વખતે મરાઠા લોકો જોરમાં આવ્યા. તેમણે ઔરંગજેબ પછીના નબળા પાદશાહોના વખતમાં કેટલોક મુલક કબજે કર્યો, અને દિલ્હીની બાદશાહીના જુદા જુદા ભાગ પડી ગયા.

૪ હમેશા નબળા રાજાના વખતમાં તેના અમીરો અને અમલદારો મરજીમાં આવે તેમ વરતે છે, તેમ દિલ્હીના બાદશાહોના વખતમાં બન્યું. વારંવાર ગુજરાતના સૂબા બદલાવા લાગ્યા, અને અંદર અંદર લડવા મંડ્યા. એ અંધાધુંધીના વખતમાં જેને જેમ ફાવ્યું, તેમ સૌએ ગુજરાતનાં કેટલાંક પરગણાં દબાવી પાડ્યાં અને ટંટા ફિસાદ શરૂ થયા.

૫ એ બિલાડી અને વાંદરાની વાતની પેઠે સૂબા તથા અમીરોની માંહોમાંહેની આ લડાઇનું ફળ એ આવ્યું, કે તેઓ નબળા પડી ગયા અને મરાઠા ફાવી શક્યા. ઔરંગજેબના વખતમાં મરાઠી રાજ્ય સ્થાપનાર મહારાજા **શિવાજી છત્રપતિએ** સુરત શહેર આશરે સાત વાર લૂટયું. આ શિવાજીએ દક્ષિણનો કેટલોક ભાગ જીતી સહ્યાદ્રિ પર્વત ઉપર રાયગઢ વગેરે મોટા મોટા કિલ્લાઓ બાંધી મરાઠા લોકોમાં સ્વદેશનું અને હિંદુધર્મનું અભિમાન પેદા કર્યું. એના વંશ જો હાલ કોલ્હાપુરમાં રાજ કરેછે.

૬ મરાઠા રાઓની રાજધાની સતારામાં હતી. તેમના પ્રધાન બ્રાહ્મણ હતા, ને તેઓ **પેશ્વા** કહેવાતા, શિવાજીના પૌત્ર શાહુ રાજાના વખતથી તેમની સત્તા ઘણી વધી પડી, અને તેમણે પોતાની રાજધાની પુનામાં કરી. પેશ્વામાં બાજીરાવ ( ૧ લો ) પેશ્વા જબરો થયો. તેણે ઘણા મુલક જીતી રાજ્યનો વિસ્તાર વધાર્યો, અને હોશિયાર તથા શૂરા માણસોને મોટા હોદ્દા પર ચડાવ્યા. તેઓમાં મલ્હારરાવ હોલ્કર, રાણોજી સિંધીઆ અને દામાજી ગાયકવાડ મુખ્ય હતા. દામાજીએ ગુજરાતમાં પગ પેસારો કર્યો, અને તેના ભત્રિજા **પીલાજીએ** ખાનદેશ અને ગુજરાતની હદ ઉપર સોનગઢ વ્યારાનો કિલ્લો બાંધી આજુબાજુનો મુલક દબાવ્યો તથા વડોદરા જીતી લીધું.

૭ આવી રીતે ગુજરાતમાં મરાઠાઓનું જોર વધીપડવાથી દિ-

# શિવાજી.



લ્હીના બાદશાહે જોધપુરના મહારાજા અભેસિંહને ગુજરાતનો સૂબો ઠરાવી મોકલ્યો. તેણે પીલાજીને કપટથી ડાકોરમાં મરાવી નાંખ્યો. પીલાજી પછી દામાજી ગાયકવાડ વડોદરામાં ગાદીએ બેઠા. તેમણે પેશ્વાની સાથે મળી ઈ. સ. ૧૭૫૩ માં અમદાવાદ લીધું. પેશ્વા તથા ગાયકવાડનો ગુજરાતમાં અર્ધોઅર્ધ ભાગ હતો. અમદાવાદમાં એ વખતે છેલ્લો બાદશાહી સૂબો જુવાન મર્દખાં બાબી હતો, તેના વંશજો આજે જૂનાગઢ, વાડાસીનોર, અને રાધનપુરમાં રાજ્ય કરે છે.

૮ વડોદરાની ગાદીએ ત્યારપછી કેટલાક ગાયકવાડ થઈ ગયા, ને તેમણે ગુજરાત તથા કાઠીઆવાડમાં કેટલોક મુલક મેળવી ઘણા ખરા રાજાઓ ઉપર પોતાની તથા પેશ્વાની ખંડણી ઠરાવી. થોડાં વરસ ઉપર વડોદરાની ગાદીએ બહાદુર મહારાજા ખંડેરાવ ગાયકવાડ હતા, તેમણે ઇ. ૧૮૫૭ ના બળવામાં અંગ્રેજ સરકારને સારી મદદ આપી હતી. કાઠીઆવાડમાં દ્વારકાના વાઘેર લોકોનું બંડ એમના વખતમાં થયું હતું. એમની

પછી ગાદીએ બેઠેલા તેમના ભાઈ મલ્હાવરાવને અંધેર રાજ વહી-વટને લીધે, અંગ્રેજ સરકારે ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યા હતા. પછી ખંડેરાવ મહારાજની વિધવા રાણી જમનાબાઇએ અંગ્રેજ સરકારની સલાહથી ખાનદેશમાંની ગાયકવાડી શાખાના ૩ ભાઇઓને વડોદરે બોલાવ્યા. તેમાંના વચેટ ભાઈ ગોપાળરાવની હોશિયારી જોઈ સર-કારે વડોદરાની ગાદીને માટે તેમને પસંદ કરી જમનાબાઈ પાસે દત્તક લેવડાવ્યા. જેઓ હાલ સયાજીરાવ ગાયકવાડ કહેવાય છે.

---

## (૨૫) કડીનો મલ્હાવરાવ.



૧ પીલાજી ગાયકવાડના બીજા પૂત્ર ખંડેરાવને કડીની જા-ગીર મળી હતી. તેના પુત્ર મલ્હારાવને ૪૦૦ સ્વારથી ગાયકવાડ-ની નોકરી કરવાની શરતે જાગીર ઉપર કાયમ કર્યો હતો. પણ તે બળવાન હોવાથી ગાયકવાડને ગણકારતો નહોતો.

૨ ગાયકવાડના પ્રધાન રાવજી આપાજીએ તેની પાસેથી ચ-ઢેલી ખંડણી માગતાં તેણે બંડ કર્યું. અને ગાયકવાડના રાજ કુટું-બના કેટલાક નારાજ થયેલા માણસો તેને મળી જવાથી તેનું જોર વધી ગયું. તેમણે વીસનગર તથા વિજાપુરના કિલ્લા હાથ કર્યા. બાબાજી આપાજી નામે સેનાપતિએ (બાબાશાહી રૂ. વાળો) તેની સાથે નાની લડાઇઓ કરી. આવો મામલો ચાલતો હતો, તેવામાં તેને મળી ગયેલા ગાયકવાડી કુટુંબીઓએ તથા વડોદરાના ગા-યકવાડે ઇંગ્રેજ સરકારની મદદ માગી. ઈ. સ. ૧૮૦૨.

૩ બંને પક્ષે પોતાની મદદ માગવાથી બધી હકીકતથી વાકેફ થઈ ઈંગ્રેજ સરકારે ગાયકવાડને વાજબી ગણી તેમને મદદ કરવા કર્નલ વાકરને કેટલીક ફોજ આપી વડોદરે મોકલ્યો, ને તેને વડોદરાના રેસિડેંટનો હોદ્દો ધારણ કરવાની સૂચના આપી. આ પ્રમાણે કર્નલ વાકર વડોદરાનો પહેલો રેસિડેંટ નીમાયો, ને ગાયકવાડનું રાજ ઇંગ્રેજના રક્ષણમાં આવવાની શરૂઆત થઈ.

૪ વડોદરે જઈ આરબોને કાબૂમાં રાખવા કેટલુંક લશ્કર રાખી, ગાયકવાડની નબળાઈ જોઈ લઈ, કર્નલ વાકર મલ્હારાવ ઉપર ચડ્યો. કેટલીક ઝપાઝપી થયા પછી મલ્હારરાવ તેને તથા બાબાજીને શરણે આવ્યો. પ્રથમ તેને નડીઆદમાં ને પછી મુંબાઇમાં નજરકેદ રાખવામાં આવ્યો હતો,* ત્યાંજ તે ગત થયો.

૫ આ કુટુંબકલહમાં ઇંગ્રેજોની સત્તા વધી હાલ ઇંગ્રેજ સરકારના, પ્રતાપથી આવાં બંડ-બહારવટાંનો અંત આવ્યો છે.

---

## (૨૬) ગુજરાતમાં અંગ્રેજો.

૧ તમે કોઇએ કંપની બહાદુરનું નામ સાંભળ્યું છે ? પાંચ હજાર ગાઉ દૂર આવેલા ઈંગ્લાંડ દેશથી, અંગ્રેજ વેપારીઓની એક કંપની ( ટોળી ) પાછળ કહેલા ફિરંગી લોકોની પેઠે વેપાર કર-

*"પીતળ લોટા જળે ભર્યા રે, દાતણ કરતા જાઓ રે મલ્લારરાવ, શો'રનો સુબો કયારે આવશે રે." તેજ આ મલ્હારરાવ.

વા માટે આપણા દેશમાં આવી હતી. એ કંપનીની મૂળ મતલબ **વેપાર** કરવાની હતી, પણ નબળા રાજાઓએ મદદ માગવાથી લાગ જોઈ આ ચતુર **અને** બળવાન વેપારીઓએ દેશના કારભારમાં હાથ ઘાલ્યો, ને કેટલોક મુલક મેળવ્યો. ત્યારથી તે મંડળી **કંપની બહાદુર** ને નામે ઓળખાવા લાગી. હજી આપણા ઘરડાઓ અંગ્રેજ સરકારના રાજને કંપની બહાદુરના રાજને નામે ઓળખે છે, અને સરકારી રૂપીઆને **કંપની રૂપીઆ** કહે છે. રાણી છાપ સિવાયના કાંટા કે કાપડવાળા તથા બીજા પૈસા તમે જુઓછો, તે કંપનીના વખતમાં પાડેલા છે, ને તેનાપર અંગ્રેજીમાં કંપનીનું નામ લખેલું છે.

૨ એ કંપનીના માણસો ત્રણસેં વરસ ઉપર આપણા દેશમાં આવ્યા હતા. તેમણે સુરત, ખંભાત વગેરે બંદરોમાં પોતાનો વેપાર ધમધોકાર ચલાવવા માંડયો, ને ધીમે ધીમે તેમણે રાજાઓના કજીઆમાં પડી લશ્કર જમાવી કેટલોક મુલક મેળવ્યો. તેમના સારા બંદોબસ્તથી, રૈયતનું રક્ષણ કરવાની કાળજીથી તથા ચતુરાઇથી જ્યાં જ્યાં તેમનું રાજ્ય થયું ત્યાં ત્યાં દેશ થાળે પડયો અને રૈયતને સુખ મળ્યું *

૩ મરાઠાઓએ દિલ્હી જીતી લીધા પછી પાણીપતની લ-

---

* " આ જગત બધામાં આજ, કયાંના કયાં રહેતા,
અંગ્રેજ કરેછે રાજ, જગમાં જશ લેતા.
પણ એંશીજ વર્ષ પછાત, જો જોઇએ ઝાંખી,
દીસે દક્ષિણીઓ ગુજરાત, ધ્રુમતા ડર દાખી.
માંડયા રાજે અધર્મ અપાર, ધર્મનું કહાવે જે,
કરી ચાર દિવસ ચમકાર. શુન્ય થયું સે'જે" ન. લ.

ડાઈમાં મોટી હાર ખાધી ઇ. સ. ૧૭૬૧. એ વેળા પુનામાં અ-ગાઉ કહેલા બાજીરાવનો દીકરો બાલાજી પેશ્વા હતો તે, પોતાના બહાદુર સરદારો તથા સગાં વહાલાં મરાયાની ખબર સાંભળી થોડે મહિને ગુજરી ગયો. ત્યાર પછી તેના ભાઇ રાઘોબાએ પુના દરબારમાં કેટલીક ખટપટ ચલાવવાથી પુનાના ડાહ્યા પ્રધાનોએ તેને હાંકી કાઢ્યો, તેથી તે મુંબઈમાં અંગ્રેજ સરકારને આશરે આવ્યો. તેને મદદ કરવાથી અંગ્રેજોને કેટલોક મુલક મળે એવું હતું, તેથી અંગ્રેજોએ તેની સાથે જઇ મરાઠી લશ્કર સાથે લડી જીત મેળવી, પણ આખરે સલાહ થઈ.

૪ ઇ. સ. ૧૮૦૦ માં ડાહ્યા પ્રધાન **નાના ફડનવીસ**ના મરણ પછી મરાઠી સરદારો છેલ્લા નબળા પેશ્વા બાજીરાવને ગાંઠયા નહિ. હોલ્કરે તેને પુનામાંથી હાંકી કાઢ્યો, તેથી તે નાસીને અં-ગ્રેજને આશરે ગયો, ને તેમની સાથે કેટલાક ઠરાવ કરી અંગ્રેજી લશ્કર લેઈ પુને આવ્યો, અને ગાદી પાછી મેળવી ૧૮૦૨. આ વખતે ગાયકવાડે પણ પાછળ કહેવા પ્રમાણે કડી વાળા મલ્હા-રરાવના બંડ વખતે અંગ્રેજ સરકારની મદદ માગી, અને એ રીતે ગાયકવાડ તથા પેશ્વા બંને અંગ્રેજના રક્ષણ નીચે આવ્યા.

૫. ઈ. સ. ૧૮૦૭–૮ માં આગળ કહેલા વડોદરાના રેસી-ડેંટ કર્નલ વાકરે ગાયકવાડને સમજાવી કાઠીઆવાડમાં આવેલાં દેશી રાજ્યો ઉપરની તેમની ખંડણીનો સારો બંદોબસ્ત કર્યો. આ-ગળ જ્યારે ગાયકવાડનું લશ્કર દસરા પછી “ મુલક ગીરી” ( ખં-ડણી ) ઉઘરાવવા નીકળતું, ત્યારે એ લશ્કર ખેતરોના પાકનો ના-શ કરતું, લુટફાટ ચલાવતું, અને ખંડણી વેળાસર નહિ આપનાર

રાજાઓનાં ગામો બાળતું. કર્નલ વાકરના બંદોબસ્તથી રાજા રૈયત ઉપરનાં એ દુઃખ મટી ગયાં. વાકર સાહેબે દેશમાં સલાહ શાન્તિ સ્થાપવા માટે દેશી રાજ્યો સાથે કરેલા ઠરાવને હજી પણ કાઠી- આવાડ વગેરેનાં દેશી રાજ્યોમાં યાદ કરવામાં આવેછે.

૫. ઈ. સ. ૧૮૧૮ માં અંગ્રેજ સરકારે પેશ્વાનું રાજ જીતી લીધું. તેથી પેશ્વાના તાબેદાર ગાયકવાડ, અંગ્રેજ સરકારના તાબામાં આવ્યા, અને એ વખતથી ગુજરાતમાંનો પેશ્વાનો ભાગ અંગ્રેજ સરકારને મળ્યો. પછી અંગ્રેજોએ ગાયકવાડ સાથે મળી કેટલાંક ગામોનો અદલો બદલો કરી પોતાનો ખાલસા મુલક જુદો પાડયો. એ હાલ પાંચ જીલ્લામાં (અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ અને સુરત.) વહેંચાયલો છે. ગાયકવાડને ખંડણી ભરનારા રાજાઓ પોતાની એ ખંડણી ત્યારથી અંગ્રેજ સરકાર મારફત ભરે છે.

આશરે એંશી વરસ થયાં દેશી રાજ્યો ઉપર અંગ્રેજ સર- કારે સારી દેખરેખ રાખવાથી રાજા રૈયત સુખી થયાં છે.

---

## ૨૭ મહારાણી વિક્ટોરિયા.



૧—તમારા વડવાને પૂછશો, તો તમને વાત કરશે, કે ૪૫ વર્ષ ઉપર કંપની બહાદુરની સામે દેશી લશ્કરે બળવો કર્યો હતો (જેને સંવત ૧૯૧૪ ની સાલનું દંગલ કહે છે તે.) બળવાખોરોએ દિલ્હી અને લખનોરમાં* અંગ્રેજનાં બૈરાં છોકરાંને કતલ કર્યાં, તથા પોતાનું રાજ્ય સ્થાપવા નિર્દયપણે ઘણો જૂલમ કર્યો. અંતે કંપની બહાદુરે એ બળવો બેસાડી દીધો, પણ તે પછી તુરત મહારાણી વિક્ટોરિયાએ કંપની પાસેથી હિંદુસ્તાનનું રાજ પોતાના હાથમાં લીધું, અને હિંદના રાજા રૈયતને કેટલાક હક્ક આપનારો લાભકારી ઢંઢેરો બહાર પાડ્યો. એ ઢંઢેરાની હકીકત તમે પાંચમી ચોપડીમાં વાંચી ગયાછો. એ ઢંઢેરો હિંદનાં મોટાં મોટાં શહેરોમાં દરબાર ભરીને વાંચવામાં આવ્યો હતો. પહેલી વાર્તામાં કહેલી **"રૂડું રાણીજીનું થયું રાજ આજે"** એ કવિતા કવીશ્વર દલપતરામે તે વખતે અમદાવાદની સભામાં વાંચી હતી.

---

* જેને જગપતિની દયા, જગમાં તેનું જોર,
લીધાં થોડે લશ્કરે, દિલ્હીને લખનોર. ક. દ. ડા.

૨. મહારાણી વિક્ટોરીઆ ઈ. સ. ૧૯૦૧ માં સ્વર્ગવાસી થયાં છે. પરંતુ તેઓ પોતાના રાજ અમલમાં થયેલાં સારાં સારાં કામો વડે જીવતા જેવાં છે. તેમના ૬૪ વર્ષના રાજ અમલમાં જે જે ઉદ્યોગ હુન્નરમાં વધારો થયો છે, અને સલાહ શાન્તિ મળી છે, તે જોશો તો તમને જણાશે કે તે ખરેખરાં દેવી હતાં.

૩. કોઈ ૮૦ વર્ષના ડોસાને પૂછશો કે તમે નાના હતા ત્યારે તાર, રેલવે, ટપાલ, આગબોટો, સુતર, રેશમ ને શણ વણવાની મીલો, દીવાસળી ને કાગળનાં કારખાનાં, છાપખાનાં, કોયલા ને સોનાની ખાણો વગેરે કદી જોયાં હતાં ? આ સઘળી શોધોનો લાભ એ દેવીના રાજ અમલમાં આપણને મળ્યો છે.

૪. લોકોનું રક્ષણ કરવા માટે પોલીસ, લશ્કર, ન્યાયની કચેરીઓ, તુરંગો, તુરંગની ઉદ્યોગશાળાઓ, કોલેજો, નિશાળો, ઇસ્પિતાલો, બાંધકામ ખાતું, વગેરે ઘણાં ઉપયોગી ખાતાંઓ એમના પ્રતાપી રાજ અમલમાં દાખલ થયાં છે.

૫. મોટા મોટાં શહેરોમાં લોકોને મ્યુનિસિપાલ ખાતા (શહેર સુધરાઇ ખાતા) નો વહિવટ ચલાવવાનો (સ્થાનિક સ્વરાજ્યનો) હક તથા સરકારની કાયદા બાંધનારી સભામાં લોકોએ પસંદ કરેલા દેશી સભાસદો મોકલવાનો હક પણ તેમના રાજ અમલમાં મળ્યો છે. હવે લૂટારા કે બહારવટીઆની કે અધિકારીઓના જૂલમની આપણને જરા પણ બીક રહી નથી. દુકાળના વખતમાં પણ આપણને બચાવવાને ઇંગ્રેજ અમલદારો કેટલી બધી મહેનત લે છે, તે છપ્પનીઆ દુકાળમાં તમે નજરે જોયું છે.

૬. મહારાણી વિક્ટોરીઆની પછી તેમના વડા પુત્ર, ૭ મા એડવર્ડનું નામ ધારણ કરી ઇંગ્લાંડની ગાદીએ બેઠા છે. તેમનો રાજ્યાભિષેક હમણાંજ થયો છે, તે તમારા જાણવામાં છે કારણકે તમે નાના મોટા સર્વે નિશાળીઆએ "રે રાજન્ ! એડવર્ડ ધન્ય ધન્ય માન્ય મતિ ચક્રવર્તી ભૂપતિ." એ કવિતા ગાઈ અથવા

સાંભળી છે. ઇશ્વરે આપણી પ્રાર્થના સાંભળી તેમને માંદગીમાંથી મોકળા કર્યા છે. હિંદના શહેનશાહ તરીકે કૈસરે હિંદ પદ ધારણ કરવા માટે સને ૧૯૦૩ ની ૧ લી જાનેવારીએ ભારે દબદબા ભરેલો મેલાવડો દિલ્હીમાં થયો હતો.

૭. રાજા તરફ રૈયતે રાજ્યભક્ત રહેવું, એવું દરેક ધર્મમાં કહ્યું છે. આપણે આ ઇંગ્રેજ સરકારના અમલમાં ઘણા સુખી છીએ. આપણે હમેશાં રાજ્યભક્ત રહીશું ને રાજાધિરાજના હુકમને તાબે રહી ઇશ્વર પાસે એ માગીશું કે, આ પ્રતાપી રાજ આપણા ઉપર હમેશાં કાયમ રહો ને આપણા નામદાર બાદશાહ એડવર્ડ ૭ મા લાંબો આવરદા ભોગવો. તથાસ્તુ.

---

## (૨૮) ગુજરાતમાં વિદ્યા ને ધર્મ.

૧ રજપૂત રાજ્ય અમલમાં બ્રાહ્મણો વિદ્યા ગુરૂ હતા. ને તેઓ તથા જૈનો, ધર્મના વાદવિવાદ કરવાને વધારે કેળવણી લેતા, તેથી તે વખતમાં કેટલાંક પુસ્તકો લખાયાં છે. ઇંગ્રેજ સરકારે ઠેકાણે ઠેકાણે નિશાળો સ્થાપી કેળવણીમાં વધારો કર્યો. રજપૂત રાજાઓના વખતમાં જૈનોનું જોર હોવા છતાં બ્રાહ્મણો ઉપર જૂલમ નહોતો, પણ ઉલટો તેમને સારો આશરો મળતો. હેમાચાર્યે વગેરે જૈન પંડિતોએ એ વખતમાં સારા સારા ગ્રંથો લખ્યા છે.*

૨ મુસલમાનોના વખતમાં જૂલમ ત્રાસથી હિંદુઓ પોતાનું રક્ષણ કરવામાં પડયા તેમને રાજ તરફથી કાંઇ વિદ્યા કે ધર્મ સંબંધી મદદ મળી નહિ. ધર્મ સાચવવાની કાળજીમાં બાળલગ્ન વગેરે કેટલીક નઠારી રૂઢીઓ પેશી ગઇ. હિંદુઓનાં દેવળો તોડી

---

* હેમાચાર્ય કૃત દ્વયાશ્રય ઉપરથી જણાયછે, કે તે વખતે વિદ્યાની વૃદ્ધિ સારી હતી, અને લોકોની ધર્મ ઉપર ઘણી આસ્થા હતી.

તેની મસીદો બનાવવામાં આવી, અને ઘણી હિંદુ જાતોને બળાત્કારે વટલાવવામાં આવી. ( ખોજા, મેમણ, વહોરા, મોલે સલામ, એ બધા પ્રથમ હિંદુ હતા. ) અકબર વગેરે ભલા મુસલમાન બાદશાહના વખતમાં હિંદુ રૈયતને જુલમ ત્રાસમાંથી વિસામો મળ્યો, ને સુખી થઇ. મરેઠી રાજ્ય પણ ગુજરાતમાં જુલમી નીવડ્યું. ઇંગ્રેજી રાજ્યમાં રૈયત બધી વાતે સુખીછે.

૩ આશરે ૪૦૦ વરસપર વલ્લભાચાર્યના પુત્ર વિઠ્ઠલનાથે ગુજરાતમાં વૈષ્ણવપંથ ચલાવ્યો, ને આશરે ૧૦૦ વરસ ઉપર સહજાનંદજીએ સ્વામીનારાયણ પંથ ચલાવ્યો. વલ્લભાચાર્ય દક્ષિણના તેલંગા બ્રાહ્મણ હતા. તેમનો વૈભવી પંથ પ્રથમ ઉત્તર હિંદુસ્તાનમાં ચાલ્યો. સહજાનંદજી અયોધ્યા પાસેના છપૈયા ગામના બ્રાહ્મણ હતા. તેમણે **સ્વામીનારાયણ** પંથ સ્થાપ્યો. વલ્લભ પંથથી ઉલટું તેમણે સ્ત્રીના દર્શન તથા સ્પર્શની મના કરી છે.

૪ વચલા વખતમાં ગ્રંથો વાંચનારા ઘણા થોડા હતા, તેથી લોકોને સંભળાવવા માટે ઘણા ગ્રંથો કવિતામાં તૈયાર થયા. નરસિંહ મહેતો, મીરાંબાઈ, અખો ભક્ત, પ્રેમાનંદ, શામળભટ્ટ, વલ્લભ, દયારામ, વગેરે કવિઓએ અસર કરે તેવા કવિતાના ગ્રંથો લખ્યા છે. નર્મદાશંકર અને દલપતરામ કવિ, એ તો હજી હમણાજ થઈ ગયા છે, ને તેમની ઘણી કવિતાઓ તમે તમારી ચોપડીઓમાં વાંચો છે.

૫ હાલ અંગ્રેજ સરકારના રાજમાં કેળવણીનો ઘણો વધારો થયો છે, ને ધર્મ સંબંધી કાંઇપણ હરકત થતી નથી. દ્વારકા વગેરે તીર્થોમાં આવેલા શંકરાચાર્યના મઠો; ગિરનાર, શત્રુંજય આબુ, વગેરે ઉપર આવેલાં જૈન દેવળો; ડાકોર, વગેરે જગાએ આવેલાં વૈષ્ણવનાં ધામો; વડતાલ, અમદાવાદ વગેરે ઠેકાણે આવેલાં સ્વામીનારાયણનાં મંદિરો; અમદાવાદ, મહેમદાવાદ વગેરે સ્થળે આવેલી મુસલમાનની મસીદો; ઉદવાડા વગેરે ઠેકાણે આવેલી

પારસી લોકોની* અગિયારીઓ વગેરે ધર્મ સ્થાનકો આજે નિર્ભય સ્થિતિમાં ઉભાં છે, અને તેમની એક કાંકરી પણ કોઈ ખેરવી શકતું નથી. એટલુંજ નહિ પણ ઉલટું સરકાર તરફથી રક્ષણ થાય છે. આ બધો પ્રતાપ કૃપાળુ અંગ્રેજ સરકારનો છે. ઇશ્વર, તેમનું રામ રાજ્ય આપણા ઉપર કાયમ રાખો.

---

**ઇતિહાસમાં આવેલાં પ્રખ્યાત સ્થળો.** (નકશાના સંબંધમાં)

**અમદાવાદ**—એ આખા ગુજરાતમાં સૌથી મોટું શહેરછે.

એ જગ્યાએ પ્રથમ સિદ્ધરાજના પિતા કરણ રાજાએ ભીલ લોકોને હરાવી કરણાવતી નગરી વસાવેલી હતી. તેનો નાશ થયા પછી અહમદશાહે આ અમદાવાદ શહેર વસાવ્યું. રાજધાનીના એ શહેરમાં જુમામસીદ, દાદા હરીની વાવ, સરખેજના રોજા, શાહીબાગ, ભદ્રનો કિલ્લો વગેરે જૂની જગાઓ જોવા જેવીછે. એ સાબરમતી પર વઢવાણથી ઇશાને ૭૦ માઇલ, વડોદરાથી વાયવ્યે ૬૨ માઇલ અને મુંબઇથી ઉત્તરે ૩૧૦ માઇલને છેટે છે.

**આબુ**—આ પર્વત રજપૂતાના રેલ્વેના આબુ રોડ (ખરેડી) સ્ટેશનથી ૮ ગાઉ દૂર શિરોઈ રાજ્યમાં આવેલોછે. રજપૂતસ્થાનનો પોલીટીકલ એજંટ લશ્કરી છાવણી સાથે ત્યાં રહેછે. દેલવાડાનાં

---

* પારસી લોકો મુસલમાનોના જૂલમથી પોતાના મૂળદેશ ઇરાનમાંથી નાસી પ્રથમ દીવ બંદરે આવ્યા. ત્યાં સોએક વર્ષ રહી ઇ. સ. ૭૧૬ માં સુરતની દક્ષિણે આવેલા સંજાણના હિંદુ રાજાનો આશરો મેળવી ત્યાં વસ્યા. તેઓ જરથોસ્ત પેગંબરને માને છે, અગ્નિને પૂજે છે અને હિંદુઓના ઘણા રિવાજને અનુસરે છે, તેમની વસ્તી સુરત જીલ્લામાં ઘણી છે.

દ્હેરાં વગેરે જગાઓ જોવા લાયક છે. એ પર્વત ઝાડ પાનથી ઘણો રળિયામણો લાગેછે. સાહેબ લોકો ત્યાં હવા ખાવા જાયછે.

**કંથકોટ**—એ કચ્છના વાગડ પ્રાંતમાં આવેલુંછે. ત્યાં ડુંગરા ઉપર એક કિલ્લોછે, તથા મહાવીર સ્વામીનું દ્હેરું છે. ગુજરાતનો રાજા પહેલો ભીમદેવ સોમનાથમાં હાર ખાધા પછી અહિં ભરાઈ બેઠો હતો.

**ખંભાત**—એ મહી નદીના મુખ પાસે આવેલું ખંભાતના નવાબના તાબાનું શહેરછે. જૂના વખતમાં એને સ્તંભતીર્થ તથા ત્રંબાવટી નગરીના નામથી ઓળખતાં. ત્રણસેં વરસ પહેલાં ત્યાં અંગ્રેજો ધમધોકાર વેપાર ચલાવતા. હાલમાં એ બંદર પૂરાતું જાયછે, ને દરિયો હઠતો જાયછે.આણંદથી ખંભાત સુધી રેલવે થઇછે.

**ગોધરા**—એ આણંદથી રતલામ જતી રેલ્વેનું એક સ્ટેશન અને પંચમહાલ જીલ્લાની રાજધાનીનું શહેરછે. અગાઉ તેને ગોદ્રહક (ગાયોનું તળાવ) કહેતા. ચાંપાનેર, અહિંથી ૨૧ ગાઉ દક્ષિણેછે.

**જૂનાગઢ**—એ કાઠીઆવાડના સોરઠ પ્રાંતમાં (આગળ આખા કાઠીયાવાડને સૌરાષ્ટ્ર કે સોરઠ કહેતા.) ગિરનાર પર્વતની તળેટીમાં આવેલું જૂનું શહેરછે. એ જૂનાગઢના નવાબને તાબેછે, ને રેલ્વે સ્ટેશનછે. રાજ્યમહેલ, બાગ બગીચા, ગિરનાર, અશોક રાજાનો એક જબરા પત્થર ઉપર કોતરાવેલો લેખ, વગેરે જોવા લાયકછે.

**ઝીંઝુવાડા**—એ ખારાઘોડા રેલ્વે સ્ટેશનથી ઉત્તરે ૮ ગાઉ ઉપર કચ્છના રણને પૂર્વ કાંઠે આવેલુંછે. ત્યાંથી કચ્છનું રણ અર્ધો ગાઉ દૂરછે. સિદ્ધરાજના પિતા કરણ રાજાના વખતમાં ઝુંઝા નામે રબારીએ એ વસાવ્યું હતું, એમ કહેવાયછે. અહિંના કોળી તાલુકદારોનાં ઠકરાળાં પોતાની સાસુઓની પણ લાજ કાઢેછે ! આ ગામની નજીક પંચાસર નગર હતું.

**દીવ**—એ બેટ કાઠીઆવાડની દક્ષિણે પોર્તુગીઝ લોકોને તાબે છે; તે વેરાવળ પાટણથી આશરે ૨૫ ગાઉ છેટેછે.

**દ્વારકા**—એ કાઠીઆવાડના ઓખામંડળ પ્રાંતમાં આરબી સમુદ્રને કાંઠે આવેલું બંદર, જાત્રાને માટે પ્રખ્યાતછે. એ ગાયકવાડ સરકારને તાબેછે. ત્યાં રણછોડજીનું મોટું દહેરૂં અને ગોમતી તળાવછે. તેની ઈશાને થોડા ગાઉ ઉપર શંખોદ્ધાર બેટની જગાછે. તેમાં પણ ઘણાં જૂનાં દહેરાં જોવા લાયકછે. ઘણા વૈષ્ણવ લોકો ત્યાં જાત્રાએ જાયછે. પોરબંદર રેલ્વે સ્ટેશનથી દરિયા તથા જમીન માર્ગે દ્વારકાં ૩૦ ગાઉ (બે માઈલનો ગાઉ) દૂરછે, અને નવાનગર સ્ટેશનથી પગ રસ્તે ૪૦ ગાઉ થાયછે.

**ધોળકા**—એ અમદાવાદની નૈઋત્યે ૧૨ ગાઉ ઉપરછે. સિદ્ધરાજની મા મીનળદેવીએ બંધાવેલું મલાવ તળાવ એમાં છે. જૂના વખતમાં એને વૈરાટ નગરી કહેતા. એ રેલ્વે સ્ટેશન છે.

**પાટણ**—(અણહિલપુર પાટણ)—એ સરસ્વતી નદીને કાંઠે આવેલું ગાયકવાડી રાજ્યમાં બીજા નંબરનું શહેર છે. ગુજરાતની જૂની રાજધાની એમાં હતી, પંચાસરા પારસનાથનું દહેરૂં વગેરે જોવા લાયક છે.* અહિંથી પૂર્વે ૧૦ ગાઉ ઉપર સરસ્વતીને કાંઠે

---

**રોળાવૃત**—"અહિંયાં સહસ્ત્રલિંગ તળાવ વિશાળું હતું,
અહિંયાં પાટણ જુનું અહીં આ લાંબુ સુતું;
અહિંયાં રાણી વાવ્ય તણાં આ હાડ પડેલાં,
મ્હોટા આ અહિં બુરજ મળ્યા માટીના ભેળા.
ગૂજરાતનો પૂત રહી ઊભો આ સ્થળમાં,
કોણ એહવો જેહ નયન ભીંજ્યાં નહિં જળમાં."

કુસુમમાળા.

સિદ્ધપુરનું પવિત્ર સ્થળ આવેલુંછે, તેમાં રૂદ્રમાળનું પડી ભાગેલુ દેવળ જોવા લાયક છે. એ રેલ્વે સ્ટેશન છે.

**ભરૂચ**—એ નર્મદા નદીને કાંઠે ગુજરાતનું ઘણું જૂનું બંદર છે પ્રાચીન વખતમાં એને ભૃગુકચ્છ કહેતા, કેમકે એમાં ભૃગુઋષિનો આશ્રમ હતો. એ રેલ્વે સ્ટેશનછે. એ શહેર વિષે કહેવત ચાલે છે કે—"ભાગ્યું તોય ભરૂચ" હજી ત્યાં રૂનો વેપાર ઠીક ચાલેછે.

**ભાલોદ**—એ ભરૂચથી પૂર્વે પાંચ ગાઉ ઉપર નર્મદા કાંઠે આવેલા શુકલતીર્થ પાસે નાંદોદ સંસ્થાનને તાબેછે. સોલંકી રાજાઓના વખતમાં એની પાસે આવેલા સોમનાથ મહાદેવની ઘણી માનતા ચાલતી, અને જાત્રાળુ પાસેથી લેવાતા કરની લગભગ ૭૨ લાખ રૂા. ની ઉપજ થતી. મહારાજા સિદ્ધરાજે પોતાની માતા મીનળદેવીના કહેવાથી મોટું નુકસાન ખમી એ વેરો કાઢી નાંખ્યો હતો.

**વડનગર**—એ પણ ગુજરાતનું જૂનું શહેર છે. એ ગાયકવાડી ગામ મેસાણાથી ૧૦ ગાઉ ઉપર, રેલ્વેસ્ટેશન છે. ત્યાંથી નૈઋત્યે ૪ ગાઉ ઉપર વિસનગર છે.

**વડોદરા**—એ ગાયકવાડ સરકારની રાજધાનીમાં લક્ષ્મી વિલાસ મહેલ વગેરે જોવા લાયક જગાઓ છે. એ મુંબઈ ઈલાકામાં સૌથી મોટું દેશી રાજ્યછે. ડભોઇનો કિલ્લો ત્યાંથી અગ્નિ કોણ તરફ આશરે ૨૧ માઈલ દૂરછે.

**વલ્લભીપુર**—એ શહેરનાં ખંડેર ભાવનગરથી વાયવ્યમાં ૧૦ ગાઉ ઉપર અને ધોળા જંકશનથી ૭ ગાઉ દૂર આવેલા વળા ગામ પાસેછે.

**વીરમગામ**—એ અમદાવાદથી ૪૦ માઇલ પશ્ચિમેછે. એમાં મુનસર (મીનળદેવીએ બંધાવેલું,) અને ગંગાસર તળાવછે. એ રેલ્વે જંકશનછે. ત્યાં વેપાર સારો ચાલેછે.

**સુરત**—એ ગુજરાતનું જૂનું બંદર તાપી નદીને કાંઠે આવેલું છે. ત્યાંના નવાબે સો વરસ ઉપર એ અંગ્રેજ સરકારને આપ્યું. ત્રણસેં વરસ પહેલાં ત્યાં, ખંભાતની પેઠે દેશાવર સાથે ઘણો વેપાર ચાલતો. મુંબાઇનો વેપાર વધતાં તે નરમ પડ્યું છે*

**સોમનાથ પાટણ**—એ જૂનાગઢને તાબે છે એને પ્રભાસ-સપાટણ કે વેરાવળ પાટણ પણ કહેછે. એ વેરાવળ રેલ્વે સ્ટેશન-થી આશરે ૧ ગાઉ દૂરછે. સોમનાથ મહાદેવનું નવું તથા જૂનું દહેરૂ એમાં છે.

---

* "આ તે શા તુજ હાલ, સુરત સોનાની મૂરત,
બની ગઇ બેહાલ, સુરત તુજ રડતી સૂર.
ચકચકતું તુજ રૂપ, સોળસેં સત્તરસેંમાં;
કિલ્લા લાતી કોટ, મચેલા રંગો જેમાં.
હતા ફિરંગી અહીં, ફરાંસિસ અને વલંદા;
તારા ખરતા તેમ, ગયા આજે ક્યાં સંધા." નર્મ૦